★ પ્રકાશન નં. ૨૪૦ ★

"નબી (સલ.)ની પત્નીઓ પાસેથી જો તમારે કોઈ વસ્તુ માંગવી હોય તો પરદા પાછળથી માંગી લો." (સૂ. અહઝાબ : ૫૩)

# હિજાબ

## પરદાના શરઈ અહકામ




• ડૉક્ટર મુહમ્મદ ઇસ્માઈલ મેમણ (મ. ઝિ.)

[ખલીફએ મુજાઝ : શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. રહ.]




અનુવાદક :

**હસન ભડકોદ્રવી**




**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો. **કંથારીઆ** ૩૯૨ ૧૬૨ તા. જિ. ભરૂચ (GUJ.-INDIA)

★ પ્રકાશન નં. ૨૪૦ ★

"નબી (સલ.)ની પત્નીઓ પાસેથી જો તમારે કોઈ વસ્તુ માંગવી હોય તો પરદા પાછળથી માંગી લો." (સૂ. અહઝાબ : ૫૩)

# હિજાબ

## પરદાના શરઈ અહકામ



● ડૉક્ટર મુહમ્મદ ઇસ્માઈલ મેમણ (મ. ઝિ.)

[ખલીફએ મુજાઝ : શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. રહ.]



અનુવાદક :

હસન ભડકોદ્રવી



**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો. **કંથારીઆ** ૩૯૨ ૧૬૨ તા. જિ. ભરૂચ **(GUJ.-INDIA)**

**દારુલ ઉલૂમ અલ મદનિય્યહ**
૧૮૨, સોબીસ્કી સ્ટ્રીટ
**બફેલો NY ૧૪૨૧૨ (U. S. A.)**
**TEL : (716) 892-2606**
**FAX : (716) 892-6621**



DARUL ULOOM AL MADANIA
182, SOBIESKI ST.
**BUFFALO** NY 14212
(U. S. A)

# અનુક્રમ

## અભિપ્રાય

**હઝરત મવલાના મુહમ્મદ યૂસુફ લુધ્યાનવી સા. (મ. ઝિ.)**

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

**અલ્હમ્દુ લિલ્લાહિ વ સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા, અમ્મા બાદ !**

સ્ત્રીઓ માટે પરદા અને સતરનો હુકમ કુર્આન અને સુન્નતના પ્રત્યક્ષ આદેશોથી સાબિત અને લગભગ તમામ અહલે હકના નજીક સર્વસંમત છે. માનવબુદ્ધિ પણ એનો જ તકાદો કરે છે; પરંતુ અલ્લાહ તઆલાના ઈરશાદ :

وَيُرِيْدُ الَّذِيْنَ يَتَّبِعُوْنَ الشَّهَوٰتِ اَنْ تَمِيْلُوْا مَيْلًا عَظِيْمًا۔

[અર્થાત્ : અને જે લોકો પોતાની ખ્વાહિશો યા મનેચ્છાઓ પાછળ પડયા છે, તેઓ એવું ચાહે છે કે તમે (સીધા માર્ગેથી) ઘણા દૂર જઈ પડો]ના ઉદેશ અનુસાર ઘણાં લોકો શરઈ પરદા પર ભિન્ન ભિન્ન પ્રકારની ટીકા–ટિપ્પણ કરતાં રહે છે, જેનો મૂળ હેતુ મનેચ્છાઓનું અનુકરણ કરવાનો હોય છે. આ કારણે ઉમ્મતના બુઝુર્ગોએ આ વિષય પર વિવિધ પુસ્તકો લખ્યાં છે. અમારા મખ્દૂમ અને મુહતરમ જનાબ ડૉકટર મુહમ્મદ ઇસ્માઈલ મેમણ, મદનીનું આ પુસ્તક પણ આ જ સિલસિલાની એક કડી છે. આ નાચીઝે આ પુસ્તકના મુસદા પર ઉપરછલ્લી દ્રષ્ટિ કરી છે. માશાઅલ્લાહ, પૂર્વજ બુઝુર્ગોના લખાણોને નજર સમક્ષ રાખી આ મસ્અલાનું સુંદર અને સચોટ નિરૂપણ કર્યું છે. ફ–જઝાહુમુલ્લાહુ અહસનલ જઝા. અલ્લાહ તઆલા આ પુસ્તકને કબૂલિયતથી નવાઝે અને ઉમ્મત માટે લાભદાયી બનાવે... વલ્હમ્દુ લિલ્લાહિ અવ્વલંવ્ વ આખિરા.

**મુહમ્મદ યૂસુફ**
(અફલ્લાહુ અન્હુ)
૧૯, ઝિલ્હજ્જહ ૧૪૧૨ હિ.

**સ્થળ :**
**મસ્જિદે નબવી શરીફ**
**સમય :**
**મગરિબની નમાઝ બાદ**

# અભિપ્રાય

## હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ તકી ઉસ્માની સા. (દા. બ.)

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા, અમ્મા બાદ !**

મારા મખ્દૂમ અને આદરણીય બુઝુર્ગ હઝરત ડૉકટર મુહમ્મદ ઇસ્માઈલ સા. મેમણ (ખલીફા : હઝરત શયખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા કાંધલવી કુદ્દિ–સ સિર્રુહૂ)નું સુંદર પુસ્તક ''હિજાબ'' નિહાળવાનો પ્રસંગ સાંપડયો અને તેને ઉપર ટપકે વાંચવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. ડૉકટર સાહેબે આ કિતાબમાં સ્ત્રીઓના હિજાબ (પરદા)ના વિષય પર કુર્આન અને સુન્નતના અહકામનું હૃદયસ્પર્શી વિવરણ ફરમાવ્યું છે અને આ સંદર્ભમાં મુફસ્સિરીન, મુહદ્દિસીન અને ફુકહાએ ઉમ્મતના કથનોના પ્રકાશમાં પરદાની મહત્ત્વતાને સ્પષ્ટ ફરમાવી છે.

આપણા યુગમાં પશ્ચિમી સંસ્કૃતિના ઘોડાપૂરે મુસ્લિમ સમાજને પોતાની લપેટમાં લઈ લીધો છે અને બેપર્દગી તથા બેહયાઈ એક વબાલરૂપે ફેલાયેલાં છે, એવા કપરા સમયે મુસલમાનોને કુર્આન અને સુન્નતે બયાન કરેલા માર્ગ તરફ આમંત્રણ આપવું એક એવું ભલાઈનું કાર્ય છે, જેની આવશ્યકતા અને અગત્યતામાં કોઈને મતભેદ હોઈ શકતો નથી. ઘણાં અજાણ અને અજ્ઞાન લોકોનું માનવું છે કે સ્ત્રીઓ માટે પરદાના અહકામ ઉલમાએ કિરામે (મઆઝલ્લાહ) પોતાના તરફથી ઘડી કાઢયાં છે અને કુર્આન તથા સુન્નતમાં એમની કોઈ બુનિયાદ મવજૂદ નથી. આ ગેરસમજના નિવારણ માટે ઘણાં ઉલમાએ કિરામે વિવિધ કિતાબો લખી છે. વિશેષરૂપે હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.)ની અનેક કિતાબો આ વિષય પર છે; પરંતુ હઝરત ડૉકટર મુહમ્મદ ઇસ્માઈલ મેમણ સા. (મ. ઝિ.)એ અત્યાર સુધી પ્રગટ થયેલી તમામ કિતાબોનો નિચોડ આ કિતાબમાં એકત્ર ફરમાવી દીધો છે. દિલથી દુઆ છે કે અલ્લાહ તઆલા આ પ્રયત્નને પોતાની બારગાહમાં કબૂલિયતથી ગૌરવવંત ફરમાવે અને એનાથી મુસલમાનોને લાભ પહોંચાડે, આમીન !

**અહકર, મુહમ્મદ તકી ઉસ્માની**
દારુલ ઉલૂમ કરાચી નં. ૧૪
૧૪, મુહર્રમુલ હરામ–૧૪૧૩ હિ.

# પ્રસ્તાવના

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા, અમ્મા બાદ !**

ઘણાં મસાઈલ એવાં છે, જેમાં ઉમ્મતે મુસ્લિમહમાં આરંભથી લઈને અત્યાર સુધી કોઈ મતભેદ રહ્યો નથી; બલકે લગભગ સર્વસંમતિ રહેવા પામી છે; પરંતુ આજકાલ આધુનિકતાનો યુગ છે. સ્ત્રીઆઝાદીની ચારેકોરથી અવાજો ઊઠી રહી છે. પ્રત્યેક નાજાઈઝ વસ્તુને જાઈઝ સાબિત કરવાના પ્રયાસો થઈ રહ્યાં છે. ઘણાં સર્વસંમત મસાઈલને પણ વિવાદાસ્પદ બનાવીને રજૂ કરવામાં આવી રહ્યાં છે. એમના જ પૈકી હિજાબ યા પરદાનો મસ્અલહ પણ છે. પ્રત્યેક દિશામાંથી આ અવાજ આવી રહી છે કે પરદાનો હુકમ ઈસ્લામમાં નથી. કયાંક કુર્આને મજીદની આયતોનો ગલત અર્થ–ભાવાર્થ તારવીને રજૂ કરાય રહ્યો છે, કયાંક તેના અહકામનું અર્થઘટન કરવાના પ્રયાસો થઈ રહ્યાં છે તો કયાંક મુબારક અહાદીસનો ઈનકાર કરાય રહ્યો છે.

પશ્ચિમી દેશોમાં વિશેષરૂપે ઈસ્લામી તાલીમની સરખામણીમાં બિન ઈસ્લામી વિચારસરણી વધુ પ્રચલિત છે અને અહિંયા જે સાહિત્ય પહોંચ્યું છે, તે મોટા ભાગે યહૂદીઓ અને ઈસાઈઓનું લખાયેલું છે અથવા તે તથાકથિત મુસલમાનોએ લખેલું છે, જેમનાં માનસ યહૂદીઓ અને ઈસાઈઓની તાલીમથી પ્રભાવિત છે અથવા જેમણે યહૂદીઓ અને ઈસાઈઓની દેખરેખ હેઠળ ઈસ્લામી વિષયોમાં ડિગ્રીઓ મેળવી છે. આ કારણે તેઓ કુર્આને મજીદ અને નબવી અહાદીસને પણ તેમના જ ચશ્મા દ્વારા જુએ છે અને પોતે પણ ગુમરાહ થાય છે તથા બીજાઓને પણ ગુમરાહ કરે છે. હિજાબ અને પરદો પણ તેમના અત્યાચારી અને અન્યાયી પ્રયોગના ચાકડે ચડેલાં છે અને આ વિષે પણ શંકા–કુશંકાઓ ઉપસ્થિત કરવામાં આવી રહી છે.

પરદો પોતાની નિયુકત મર્યાદાઓની સાથે એક શરઈ હુકમ અને ધાર્મિક માર્ગદર્શન છે, જેની બુનિયાદ કુર્આન, સુન્નત, એમના ફિકહી વિવરણો અને પૂર્વજ બુઝુર્ગોના અમલ પર કાયમ છે અને એમની જ બુનિયાદો પર પ્રત્યેક યુગમાં ઉમ્મતે મુસ્લિમહ આ હુકમ પર અવિરતપણે અમલ કરતી આવી છે. તે કોઈ કાલ્પનિક અથવા ઉપજાવી કાઢેલી વસ્તુ નથી, જેને કશા આધાર વિના એમ જ ઘડી લેવામાં આવી હોય અને તે પછી પ્રચલિત થઈ ગયા બાદ મુસલમાનોના માહોલમાં તેને લેવાદેવા વિના

શરઈ હેસિયત આપી દેવામાં આવી હોય, કારણ કે આ વાત વાસ્તવિકતાથી તદ્દન વેગળી છે અને ઈસ્લામ જેવા સર્વગ્રાહી ધર્મ તથા તેના સંપૂર્ણ અને સુરક્ષિત જીવન બંધારણને પણ શોભાસ્પદ નથી, જેમાં ન તો કોઈ પ્રકારની કમી કરવાની ગુંજાઈશ છે અને ન તો સુધારો–વધારો કરવાની; પરંતુ એક મુદ્દતથી તેની સાથે ફિતરી (પ્રાકૃતિક) અને અમલી રીતે અધિકતા અને અલ્પતા (ઈફરાત અને તફરીત)નો વર્તાવ કરાય રહ્યો છે, જેના કારણે લોકોની નજરમાં તેની શરઈ હેસિયત અને બુનિયાદી હકીકત શંકાશીલ બની જવા પામ્યાં છે અને તે વિવિધ શંકાઓ તથા પ્રશ્નોનું નિશાન બની ગયો છે.

પશ્ચિમી સંસ્કૃતિની અસર તળે બેપર્દગીની સતત પ્રેકટીશે દ્રષ્ટિબિંદુમાં પણ ફરક અને ખલેલ ઉત્પન્ન કરી દીધો છે, જેના કારણે પરદા અને બેપર્દગી બન્નેવે અધિકતા અને અલ્પતા તથા એક બીજાની પ્રતિક્રિયાનું સ્વરૂપ ધારણ કરી લીધું છે, જેનાથી મૂળભૂત નિયમો અને મર્યાદાઓ બન્ને શંકાસ્પદ બની ગયાં છે. એક તરફ પરદાની શરઈ મર્યાદાઓને ઉલમાની સંકુચિત દ્રષ્ટિનું પરિણામ કહેવામાં આવે છે અને ઉઘાડી બેપર્દગીની જગ્યાએ પરદા–દરી (છિદ્રાન્વેષરણ યા બીજાના દોષ શોધવા)ને ન માત્ર સમયનો તકાદો, બલકે શરીઅતનો આશય મનાવવાનો પ્રયાસ કરાય રહ્યો છે, તો બીજી તરફ એનાથી તદ્દન ઊલટું પરદા વિષે કોઈ શરઈ ગુંજાઈશને સામે લાવવાનું પણ પરદા–દરી, બલકે શરઈ ઉલ્લંઘન સમાન ઠરાવવામાં આવે છે. ઉપરાંત, પરદાની ઘણી પ્રચલિત સંકડામણો અને પરદો પહેરનારીઓની કડક રસમી પાબંદીઓને પણ પરદાના બુનિયાદી હુકમની હેસિયત આપવામાં આવે છે, અહિંયા સુધી કે એના કારણે અમુક વિસ્તારોમાં નમાઝ જેવા મહત્ત્વંત ફરાઈઝ સુદ્ધાંને ય તિલાંજલિ આપવામાં આવે છે !

આ કારણે આ વાતની જરૂરત ઉત્પન્ન થઈ કે આ મસ્અલામાં કુર્આન અને હદીસની સહીહ તાલીમને રજૂ કરી દેવામાં આવે. અલ્લાહ તઆલા અમ સૌ મુસલમાનોને સાચી સમજ અર્પણ કરે અને અમલની તવફીક અતા ફરમાવે.

આ કિતાબનું નામ ''હિજાબ'' એ કારણે રાખવામાં આવ્યું છે કે શરઈ પરદા માટે આ જ શુદ્ધ કુર્આનિક પરિભાષા છે, જેનું સંપૂર્ણ વિવરણ કુર્આને કરીમ અને અહાદીસમાં વિસ્તારપૂર્વક કરાયું છે; પરંતુ અફસોસ કે આજે પશ્ચિમી રાષ્ટ્રો અને અમુક કહેવાતા આધુનિક વર્તુળોમાં આ પરિભાષાનો ભાવાર્થ જ બદલી નાખવામાં આવ્યો છે, એટલે સુધી કે હવે એનો ભાવાર્થ માત્ર માથે સ્કાર્ફ (રૂમાલ) બાંધી લેવાનો સમજી લેવાયો છે અને એને જ શરીઅતનો તકાદો સમજવામાં આવે છે. જો કે એવું કદાપિ નથી. જેમ કે, આ કિતાબમાં સવિસ્તર બતાવાયું છે.

અંતે હું પોતાના પ્રિય પુત્રો મૌલવી મુહમ્મદ મન્સૂર અને મૌલવી મુહમ્મદ ઈબ્રાહીમ (સલ્લમ–હુમ)નો ઉલ્લેખ કરવાને જરૂરી માનું છું, જેઓ આ કિતાબના સંપાદનમાં મારા માત્ર શાબ્દિક જ નહિ, બલકે વાસ્તવિક બાહુબળ પુરવાર થયા છે અને

એમણે આ સિલસિલામાં મને ભરપૂર સહકાર પૂરો પાડયો છે.

સાથે જ પોતાના મુખલિસ દોસ્ત અઝીઝમ મવલાના મુહમ્મદ અબ્દુલ મુઈઝ (સલ્લમહૂ)નો પણ આભારવશ છું, જેમણે કિતાબના આખા મુસદ્દાનું પુનરાવલોકન કર્યું અને ઘણી મહેનત તથા કષ્ટથી તેમાં સુધારા–વધારા કર્યા, જેના કારણે એક તરફ કિતાબમાં સુંદર સંકલન ઉત્પન્ન થઈ ગયું તો બીજી તરફ તેની ઉપયોગિતામાં પણ ઘણો વધારો થઈ ગયો. અલ્લાહ તઆલા આ ત્રણેવ સજ્જનોના ઈલ્મમાં બરકત અતા ફરમાવે, તેમને પોતાના દીનધર્મની ખિદમત માટે કબૂલ ફરમાવે અને તેમને દુનિયા તથા આખિરતમાં કામિયાબીથી ગૌરવવંત ફરમાવે.

વ સલ્લલ્લાહુ તબારક વ તઆલા ખલા ખયૂરિ ખલ્કિહી સય્યિદિના વ મવલાના મુહમ્મદિંવ્ વ આલિહી વ સહબિહી વ બારક વ સલ્લમ.

૨૬, ઝીકઅદહ ૧૪૧૦ હિ.
૨, જૂન ૧૯૯૦ ઈ.

**(ડૉકટર) મુહમ્મદ ઈસ્માઈલ મેમણ મદની**
કેનેડા

## પ્રકરણ : ૧

# આયતે હિજાબ

પુરુષ–સ્ત્રીનો પારસ્પરિક સંબંધ અને તેમના આપસમાં મેળ–મિલાપની મર્યાદાઓ માનવસંસ્કૃતિની તે બુનિયાદી વસ્તુઓ છે, જેમાં જરા સરખી બેદરકારી આખી સંસ્કૃતિને બરબાદ કરીને મૂકી દે છે, જેનો અનુભવ માનવ–ઈતિહાસના વિવિધ યુગોથી સારી પેઠે થઈ જાય છે. આ જ કારણ છે કે કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાએ ઘણા વિસ્તારપૂર્વક આ વિષય પર ચર્ચા ફરમાવી છે. કયાંક પુરુષો અને સ્ત્રીઓને નજર નીચી રાખવાનો હુકમ છે, તો કયાંક સ્ત્રીઓને વાતો કરતી વખતે નરમ શૈલી અપનાવવાની મનાઈ ફરમાવવામાં આવી રહી છે અને કયાંક સહાબએ કિરામ (રદિ.)ને હુકમ અપાય રહ્યો છે કે જો તમને કોઈ વસ્તુ માંગવાની જરૂરત ઉપસ્થિત થાય તો પરદાની પાછળથી માંગતા રહો.

## આયતે હિજાબ

તફસીરકારોનો આ વાત પર એકમત છે કે પરદાની ફર્ઝિયતનો હુકમ સૂરએ અહઝાબની નીચે ટાંકેલી આયતમાં ઊતર્યો છે. આ જ કારણે આ આયતને ''આયતે હિજાબ'' પણ કહેવામાં આવે છે :

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَدْخُلُوا بُيُوتَ النَّبِيِّ إِلَّا أَنْ
يُؤْذَنَ لَكُمْ إِلَىٰ طَعَامٍ غَيْرَ نَاظِرِينَ إِنَاهُ وَلَٰكِنْ إِذَا
دُعِيتُمْ فَادْخُلُوا فَإِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوا وَلَا مُسْتَأْنِسِينَ

لِحَدِيْثٍ ۭ اِنَّ ذٰلِكُمْ كَانَ يُؤْذِي النَّبِيَّ فَيَسْتَحْيٖ
مِنْكُمْ ۡ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ الْحَقِّ ۭ وَاِذَا سَاَلْتُمُوْهُنَّ
مَتَاعًا فَسْـَٔــلُوْهُنَّ مِنْ وَّرَاۗءِ حِجَابٍ ۭ ذٰلِكُمْ اَطْهَرُ
لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ ۭ وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ
اللّٰهِ وَلَآ اَنْ تَنْكِحُوْٓا اَزْوَاجَهٗ مِنْۢ بَعْدِهٖٓ اَبَدًا ۭ
اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا

(૧) ''હે ઈમાનવાળાઓ ! નબીના ઘરોમાં (પરવાનગી વિના) દાખલ ન થાવ; પરંતુ જે સમયે તમને ખાવા માટે (આવવાની) પરવાનગી મળી જાય અને ખાણું તૈયાર થવાની રાહ પણ જોવી ન પડે (તો તેવા સમયે આવવામાં કશો વાંધો નથી), પરંતુ જ્યારે તમને (ખાવાની) દાવત આપવામાં આવે તો જરૂર જાવ અને જ્યારે જમણથી પરવારી જાઓ તો ઊઠીને ચાલવા માંડો અને વાતોમાં (મન પરોવીને) બેસી ન રહો. આ વાતથી નબીને તકલીફ પહોંચે છે, પરંતુ આપ તમારાથી શરમ અનુભવે છે (અને શરમમાં કંઈ કહેતા નથી) અને અલ્લાહ તઆલા સાચી વાત કહેવામાં શરમાતો નથી અને જ્યારે તમે પયગમ્બર (સલ.)ની પત્નીઓ પાસે કોઈ સામાન માંગો તો પરદાની બહાર (ઊભા રહીને ત્યાંથી) માંગ્યા કરો. આ તમારા દિલો અને એમના દિલો માટે ઘણી પવિત્રતાની વાત છે અને તમારા માટે આ કદાપિ ઉચિત યા જાઈઝ નથી કે પયગમ્બરે ખુદા (સલ.)ને તકલીફ આપો અને ન તો આ વાત જાઈઝ છે કે તમે આપ (સલ.)ના પછી આપની પત્નીઓ સાથે કદી પણ નિકાહ કરો. આ અલ્લાહ તઆલાની નજીક અતિ ભયંકર (ગુનાહિત) કૃત્ય છે.'' (અલ અહઝાબ : ૫૩)

ઉપરોકત આયતમાં ઈસ્લામી સામાજિકતાના અમુક આદાબ (સંસ્કારો) અને અહકામનું વર્ણન છે :

(૧) ખાવાની દાવત અને મુસલમાનો માટે અમુક આદાબ, સંસ્કાર અને અહકામ.

(૨) સ્ત્રીઓ માટે પરદાનો હુકમ.

(૩) હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત પછી પુનિત પત્નીઓની સાથે અન્ય કોઈના માટે નિકાહ કરવાનું નાજાઈઝ હોવું.

પહેલો અને ત્રીજો હુકમ અમારા વિષય હેઠળ આવતો નથી, એ કારણે માત્ર બીજા હુકમ વિષે વિવરણ લખવામાં આવે છે.

સૂરએ અહઝાબની આ આયતમાં સ્ત્રીઓ માટે હિજાબ અને પરદાને ફર્ઝ કરવામાં આવ્યો છે. આ આયતના ઊતરાણ પહેલાં સ્ત્રીઓ માટે હિજાબ અને પરદો જરૂરી ન હતો.

તફસીરકારોનો આ વાત પર સર્વાનુમત છે કે આ આયતમાં ભલે સંબોધન ખાસ અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નીઓ)ને છે, પરંતુ તેનો હુકમ આમ છે જેમ કે, કુર્આને મજીદમાં બીજાં ઘણાં ઠેકાણે આ જ પદ્ધતિ અપનાવવામાં આવી છે. દ્રષ્ટાંતરૂપે સૂરએ તલાકમાં ઈરશાદ છે :

يَاَيُّهَا النَّبِىُّ اِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَطَلِّقُوْهُنَّ لِعِدَّتِهِنَّ
وَاَحْصُوا الْعِدَّةَ ج

''હે નબી (સલ.) ! જ્યારે આપ અવરતોને તલાક દો તો તેમની ઈદ્દત અનુસાર તલાક દો અને તેમની ઈદ્દત ગણતા રહો.'' (અત્તલાક : ૧)

જાહેર છે કે ઈદ્દતનો ખ્યાલ રાખી, હૈઝના બદલે તુહ્ર (પવિત્રતાના દિવસો)માં તલાક દેવી અને ત્યાર બાદ ઈદ્દતની મુદ્દતનો હિસાબ રાખવો, કેવળ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને પુનિત પત્નીઓ સાથે ખાસ નથી; બલકે સઘળાં મુસ્લિમ પુરુષો અને સ્ત્રીઓ આ હુકમના પાબંદ છે. સૂરએ અહઝાબની ચર્ચા હેઠળની આયતમાં પણ સંબોધન ખાસ છે અને હુકમ આમ છે, જેની ઘણી મોટી દલીલ આ હુકમની ઈલ્લત (કાર્યકારણ) છે. ફરમાવાયું કે "ઝાલિકુમ અત્હરુ લિકુલૂબિકુમ વ કુલૂબિહિન્ન" અર્થાત્ આ હિજાબ અને પરદો તમારાં અને એમના હૃદયોની પવિત્રતાનો બેહતરીન ઝરીયો છે,'' જેનો સ્પષ્ટ અર્થ આ છે કે બેહિજાબી અને બેપર્દગી હૃદયની નાપાકી અને ગંદકીનો સબબ છે અને જાહેર છે કે સર્વ મુસ્લિમ પુરુષો અને સ્ત્રીઓ આ નાપાકી અને ગંદકીથી બચવાના જરૂરતમંદ છે, કારણ કે તેમના માટે ગુનાહમાં સપડાવાનો ભય ઘણો વધુ છે.

અત્રે આ વાત પણ વિચારવા યોગ્ય છે કે ઉપરોક્ત આયતમાં પરદાના અહકામના સૌ પ્રથમ સંબોધિત જે પુરુષો અને સ્ત્રીઓ છે, તે પૈકી સ્ત્રીઓ તો પુનિત પત્નીઓ છે,

જેમનાં હૃદયને પાકસાફ રાખવાની જવાબદારી ખૂદ અલ્લાહ તઆલાએ પોતાના શિરે લીધી છે. જેમ કે, આ જ સૂરહમાં અન્ય સ્થળે ઈરશાદ છે :

إِنَّمَا يُرِيدُ اللَّهُ لِيُذْهِبَ عَنكُمُ الرِّجْسَ أَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيرًا ۞

"હે (પયગમ્બર સલ.ના) ઘરવાળાઓ ! અલ્લાહ તઆલા ચાહે છે કે તમારાથી (ગુનાહ અને નાફરમાનીની) ગંદકીને દૂર કરી દે અને તમને આંતરિક તથા બાહ્ય રીતે બિલકુલ પાકસાફ કરી દે." (અલ અહઝાબ : ૩૩)

બીજી તરફ તે સહાબએ કિરામ (રદિ.) છે, જેમના પૈકી ઘણાં સહાબાનું સ્થાન ફરિશ્તાઓથી પણ ઉચ્ચ છે. જ્યારે ઈસ્લામોદય કાળની આ પવિત્ર વિભુતિઓને પરદાના અહકામ આપવામાં આવ્યાં તો તે પછીના યુગના લોકો તો આ અહકામના વધુ સંબોધિત થયાં, કારણ કે કિયામતની નિકટતાને કારણે પાપાચાર અને અનાચાર તથા કામ–વાસના અને નફસ–પરસ્તીમાં સતત વધારો જ થતો જાય છે. આજે એવો કોણ છે, જે પોતાના આત્મા વિષે સહાબએ કિરામ (રદિ.)ના આત્માઓથી પાક અને પોતાની સ્ત્રીઓના આત્માઓ વિષે પુનિત પત્નીઓના આત્માઓથી પાક હોવાનો દાવો કરી શકે અને એવું સમજે કે અમારું સ્ત્રીઓની સાથે હળવું–ભળવું કોઈ ખરાબીનું કારણ નથી. હાફિઝ ઈબ્ને કસીર (રહ.) આ આયતના સંદર્ભમાં લખે છે :

'મુસલમાનોને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરોમાં પરવાનગી વિના દાખલ થવાની મનાઈ કરી દેવામાં આવી. જેમ કે, તે લોકોની પોતાના ઘરોના સિલસિલામાં જહાલતયુગ અને ઈસ્લામના આરંભકાળમાં આદત હતી કે ઈજાઝત અને રોકટોક વિના એક બીજાના ઘરોમાં ચાલ્યા જતા હતા. અલ્લાહ તઆલાએ આ ઉમ્મત માટે ગયરત યા અસ્મિતાનો મામલો પસંદ ફરમાવ્યો અને તેને હિજાબ (પરદા)નો હુકમ દીધો અને નિઃશંક, આ હુકમ અલ્લાહ તઆલા તરફથી આ ઉમ્મતના સન્માન અને આદરને કારણે છે.''

અલ્લામહ ઈબ્નુલ અરબી (રહ.) લખે છે ·

''આ આયતમાં વર્ણવાયેલાં ત્રણેય આદેશો [અર્થાત્ ઘરમાં રજા લઈને દાખલ થવું, હુઝૂરે અકદસ (સલ.)ને ત્યાં દાવતથી પરવાર્યા પછી વ્યર્થ વાતો કરવા માટે બેસી રહેવાની મનાઈ અને મુસલમાન પુરુષો તથા પુનિત પત્નીઓ

દરમિયાન પરદાના હુકમો] ભલે, વિશેષરૂપે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપની પત્નીઓના સિલસિલામાં ઊતર્યાં છે; પરંતુ આ સૌના માટે આમ છે, કારણ કે આપણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અનુકરણ અને આપના માર્ગદર્શનમાં ચાલવા બંધાયેલા છીએ. અલબત્ત, કોઈ હુકમ વિષે અલ્લાહ તઆલા ખૂદ ફરમાવી દે કે આ હુકમ પયગમ્બર (સલ.)ની સાથે ખાસ છે, સામાન્ય ઉમ્મત એનાથી મુક્ત છે (તો જુદી વાત છે).'' (અહકામુલ કુર્આન : ૫/૨૪૨)

ઈમામ કુર્તુબી (રહ.) લખે છે :

''આ આયત આ વાતની દલીલ છે કે પુનિત પત્નીઓથી જરૂરત પડયે પરદાના પાછળથી જરૂરત રજૂ કરી શકાય છે અથવા તેમને કોઈ દીની મસ્અલહ પૂછી શકાય છે અને આ હુકમમાં તમામ મુસ્લિમ સ્ત્રીઓ દાખલ છે, કારણ કે આ આયત સિવાય ખૂદ શરીઅતના બીજા નિયમો પણ આ જ સૂચવે છે કે અવરત સંપૂર્ણ છુપાવવાને પાત્ર છે–તેનું શરીર પણ, તેની અવાજ પણ. જેમ કે, પાછળ વર્ણન થઈ ચૂકયું છે.'' (તફસીરે કુર્તુબી : ૧૪/૨૨૭)

## ઉપરોક્ત આયાત ઊતરવાનો પ્રસંગ

આ આયતો ઊતરવાના કારણમાં અમુક બનાવો વર્ણવવામાં આવે છે, જેમનામાં કશો વિરોધાભાસ નથી. શકય છે કે સઘળાં બનાવો આ આયાતના ઊતરાણનું કારણ બન્યાં હોય. પ્રથમ આયતમાં મહેમાનીના જે આદાબ (સંસ્કાર) બયાન થયાં કે આમંત્રણ વિના ખાવા માટે ન જાઓ અને ખાણાની પ્રતીક્ષા (ઈન્તિઝાર)માં ટાંપીને બેસી ન રહો, તેના ઊતરાણનો પ્રસંગ ઈબ્ને હાતિમે સુલયમાન ઈબ્ને અરકમથી આ નકલ કર્યો છે કે આ આયત તે બોજલ લોકોના સંદર્ભમાં ઊતરી છે, જે દાવત મળ્યા વિના કોઈના મકાનમાં જઈને બેસી જાય અને ખાણું આવવાની પ્રતીક્ષા કરતા રહે.

ઈમામ અબ્દ ઈબ્ને હમીદે હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે આ આયતો અમુક એવા લોકોના વિષે ઊતરી છે, જેઓ ઈન્તિઝારમાં રહેતા અને ખાવાના સમય પહેલાં જ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરમાં જઈને બેસી જતા અને પરસ્પર વાતો કરવામાં મશગૂલ રહેતા, અહિંયા સુધી કે જ્યારે ખાણું તૈયાર થઈ જતું તો એમાં શરીક થઈ જતા. આવા લોકોને આ સૂચનો આપવામાં આવ્યાં, જે આયતના આરંભમાં વર્ણવાયાં છે. આ બનાવો પરદાના અહકામ ઊતર્યાં તે પહેલાંના છે, જ્યારે કે આમ પુરુષો સ્ત્રૈણ (ઝનાનહ) મકાનમાં આવતા–જતા રહેતા હતા.

બીજો હુકમ જે સ્ત્રીઓના પરદા વિષે છે, તેના ઊતરાણના પ્રસંગમાં ઈમામ બુખારી (રહ.)એ બે રિવાયતો નકલ કરી છે.

એક રિવાયત હઝરત અનસ (રદિ.)થી આ છે કે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે, ''યા રસૂલલ્લાહ (સલ.)! આપની પાસે સારા અને નઠારા દરેક પ્રકારના લોકો આવન–જાવન કરે છે. જો આપ પુનિત પત્નીઓને પરદો કરવાનો હુકમ આપી દો તો બેહતર જણાય છે.'' એના સંદર્ભમાં આ આયતે હિજાબ ઊતરી.

બુખારી અને મુસ્લિમમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નુ આ કથન નકલ કરાયું છે કે આપે ફરમાવ્યું :

> ''મેં પોતાના પરવરદિગારની સાથે ત્રણ વસ્તુઓમાં મુવાફકત કરી છે (એટલે કે ત્રણ વસ્તુઓમાં મારો અને અલ્લાહનો મત સરખો રહ્યો છે). એક આ કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે ''મકામે ઈબ્રાહીમને નમાઝ પઢવાની જગ્યા બનાવી લો.'' એના પર અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **''વત્તખિઝૂ મિમ મકામિ ઈબ્રાહી–મ મુસલ્લા''** (અને તમે મકામે ઈબ્રાહીમને નમાઝ પઢવાનું સ્થળ બનાવી લો). બીજું, મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે ''આપની પુનિત પત્નીઓની સામે દરેક સારો–નરસો માનવી આવે છે તો આપ તેમને પરદો કરાવો તો બેહતર લેખાશે.'' એના સંદર્ભમાં આયતે હિજાબ ઊતરી. ત્રીજું, જ્યારે પુનિત પત્નીઓમાં પરસ્પર ગયરત અને રશ્ક (સ્પર્ધા) વધવા માંડયાં તો મેં એમને કહ્યું કે, ''જો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમને તલાક આપી દે તો અસંભવિત નથી કે અલ્લાહ તઆલા આપને તમારાથી બેહતર પત્નીઓ અર્પણ કરી દે.'' જેમ કે, ઠીક આ જ શબ્દોની સાથે કુર્આન ઊતર્યું.''

એક અન્ય બનાવ હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી બુખારી શરીફમાં આવ્યો છે કે હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું : ''આયતે હિજાબની હકીકતથી હું સૌથી વધુ માહિતગાર છું, કારણ કે હું આ બનાવ વખતે હાજર હતો, જ્યારે કે હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) નિકાહ પછી રુખ્સત થઈને હરમે નબવી (નબવી અંતઃપુર)માં દાખલ થયાં અને મકાનમાં આપની સાથે મવજૂદ હતાં. આપે વલીમહ માટે કંઈક ખાણું તૈયાર કરાવરાવ્યું અને લોકોને દાવત દીધી. ખાધા પછી અમુક લોકો ત્યાં જ આપસમાં વાતો કરવા માટે બેસી ગયા. ''તિરમિઝી''ની રિવાયતમાં છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ ત્યાં જ બહાર તશરીફ રાખતા હતા અને ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઝયનબ (રદિ.) પણ તે જ જગ્યાએ હાજર હતાં, જે હયા–શરમને કારણે દીવારની

તરફ પોતાનું મુખ ફેરવીને બેઠાં હતાં. તે લોકોના આ પ્રમાણે બેસી રહેવાથી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તકલીફ થઈ. આપ ઘરની બહાર તશરીફ લઈ ગયા. જ્યારે આપ બીજીવાર ઘરમાં પાછા આવ્યા તો આ લોકો ત્યાં જ મવજૂદ હતા. આપના પાછા ફર્યા પછી તે લોકોને એહસાસ થયો તો તેઓ વિખરાઈ ગયા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મકાનમાં તશરીફ લાવ્યા. હું ત્યાં મવજૂદ હતો. આપે આ આયતે હિજાબ, જે તે જ સમયે ઊતરી હતી, પછી સંભળાવી : **"યા અય્યુહલ્લઝી–ન આમનૂ લા તદ્‌ખુલૂ બુયૂતન્નબિય્યિ........"** (હે ઈમાનવાળાઓ ! નબીના ઘરોમાં પરવાનગી વિના દાખલ ન થાવ .....) ત્યાર બાદ હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે આ આયતોના ઊતરાણમાં હું સૌથી વધુ નજીક છું, કારણ કે તે મારી સામે જ ઊતરી છે.''

(સુનને તિરમિઝી, કિતાબુત્તફસીર)

## સ્ત્રીઓને ઘરોમાં ટકી રહેવાનો હુકમ

સ્ત્રીઓની ઈસ્મત (શિયળ) અને ઈફફત (પવિત્રતા)ની સુરક્ષા તથા સમાજની નૈતિક પવિત્રતા માટે સૌથી મહત્ત્વની વાત આ છે કે સ્ત્રીઓનો પુરુષોની સાથે ઓછામાં ઓછો સમાગમ યા મેળાપ થાય, જેની સૌથી સારી પદ્ધતિ આ છે કે ખૂદ સ્ત્રીઓ જરૂરત વિના ઘરમાંથી બહાર ન નીકળે, કારણ કે એમનું વધુ પડતું ઘરમાંથી બહાર નીકળવું નામહરમો (જેમની સાથે નિકાહ જાઈઝ ન હોય તેવા પુરુષો) સાથે મિલન અને સખત ફિત્નાનું નિમિત્ત બને છે. જેમ કે, ઈસ્લામ પૂર્વેની પ્રાચીન જહાલત અને અર્વાચીન આધુનિક જહાલત બંનેથી આ વાત સ્પષ્ટરૂપે ફલિત થાય છે. આ જ કારણ છે કે કુર્આને મજીદે મુસ્લિમ સ્ત્રીઓને પોતાના ઘરોમાં ટકી રહેવાનો ખાસ હુકમ દીધો છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

يٰنِسَآءَ النَّبِيِّ لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ اتَّقَيْتُنَّ
فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِيْ فِيْ قَلْبِهٖ مَرَضٌ
وَّقُلْنَ قَوْلًا مَّعْرُوْفًا ۚ وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ
تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى وَاَقِمْنَ الصَّلٰوةَ وَاٰتِيْنَ

الزَّكٰوةَ وَاَطِعْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُذْهِبَ عَنْكُمُ الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَ يُطَهِّرَكُمْ تَطْهِيْرًا ۚ

(૨) ''હે નબીની પત્નીઓ ! તમે સામાન્ય સ્ત્રીઓ જેવી નથી. જો તમે અલ્લાહ તઆલાથી ડરનારી હોવ તો (પર પુરુષ સાથે) કોમળતાથી વાત ન કરો, જેથી તે માણસ જેના દિલમાં કોઈ પ્રકારનો રોગ (અને બદી) હોય, તે કોઈ લાલચ પેદા (ન) કરે અને કાયદા અનુસાર વાત કહો તથા પોતાના ઘરોમાં ટકીને રહો અને અગાઉના જહાલતયુગની માફક શણગારનું પ્રદર્શન કરતાં ન ફરો અને નમાઝ કાયમ કરો અને ઝકાત આપતાં રહો અને અલ્લાહ તઆલા તથા તેના રસૂલ (સલ.)ની પેરવી કરતાં રહો. હે (પયગમ્બર સલ.ના) પરિવારજનો ! અલ્લાહ તઆલા તો ચાહે છે કે તમારાથી (ગુનાહ અને નાફરમાનીની) ગંદકીને દૂર કરી દે અને તમને બિલકુલ (દરેક રીતે) પાકસાફ કરી દે.'' (અલ અહઝાબ : ૩૨–૩૩)

આ આયતથી બે મહત્ત્વંત અહકામ સ્પષ્ટ થયાં :

પ્રથમ આ કે સ્ત્રીઓએ નામહરમ પુરુષો સાથે વાત કરતી વખતે સાવચેતીથી કામ લેવું જોઈએ. પોતાની વાણી અને ઢબછબમાં મૃદુતા, કોમળતા, નરમાશ અને મીઠાશ ઉત્પન્ન ન કરે અને જરૂરત વિના વાતો પણ મઠારે નહિ, જેથી કોઈ રોગિષ્ઠ અને અનિષ્ટ માણસ એમના વિષે બુરો ખ્યાલ લાવવાની નિડરતા ન કરે. ઈમામ કુર્તુબી (રહ.) આ આયતની તફસીરમાં લખે છે :

''અલ્લાહ તઆલાએ મુસલમાન સ્ત્રીઓને હુકમ દીધો છે કે તેઓ ગેરમહરમો સાથે વાત કરતી વખતે સાફ સાફ અને રોકડી રોકડી વાતો કરતી રહે. તેમની વાતચીત નરમી અને મીઠાશથી ખાલી હોવી જોઈએ. જેવી રીતે જહાલત યુગમાં સ્ત્રીઓ પુરુષો સાથે નરમ, નાઝુક અને કોમળ શૈલીમાં વાતો કરતી રહેતી હતી અને લફંગી તથા દુરાચારી સ્ત્રીઓ અત્યારે પણ કરતી ફરે છે તેવી રીતે વાતચીત કરવી જોઈએ નહિ. સ્ત્રીને જોઈએ કે જ્યારે તે પરાયા પુરુષો સાથે વાત કરે, ચાહે તે એના સાસરિયાં રિશ્તેદારો જ કેમ ન હોય, તો સખત અને કઠોર શૈલીમાં વાત કરે અને જોરજોરથી ન બોલે.''

(કુર્તુબી : ૧૪/૧૭૭–૧૭૮)

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) લખે છે : ''ફલા તખ્દઅ્ન બિલ્કવ્લિ,'' અર્થાત્ કોઈ ગેરમહરમ સાથે પરદા પાછળથી વાત કરવાની જરૂરત પણ ઉપસ્થિત થાય તો વાતચીતમાં એવી કોમળ અને નરમ શૈલીથી પ્રયત્નપૂર્વક પરહેઝ કરવામાં આવે, જે સ્વાભાવિક રીતે સ્ત્રીઓની અવાજમાં હોય છે. મતલબ કે આ નરમી અને કોમળતાથી તે નરમી અભિપ્રેત (મુરાદ) છે, જે સામેવાળાના દિલમાં આકર્ષણ ઉત્પન્ન કરી દે. જેમ કે, તે પછી ફરમાવ્યું છે : ''ફયત્મઅલ્લઝી ફી કલ્બિહી મરઝુન,'' અર્થાત્ એવી નરમ–નાઝુક વાતચીત ન કરો, જેનાથી એવા માણસને લાલચ અને આકર્ષણ ઉત્પન્ન થવા માંડે, જેના દિલમાં રોગ હોય. રોગથી નિફાક અથવા તેનો કોઈ અંશ મુરાદ છે. અસલી મુનાફિકથી તો આવી લાલચ ઉત્પન્ન થવી જાહેર જ છે; પરંતુ જે માણસ મુખલિસ મુઅમિન હોવા છતાં કોઈ હરામ વસ્તુ તરફ આકર્ષિત થાય છે તો વાસ્તવમાં તેમાં પણ નિફાકનો એક અંશ જ છે. શુદ્ધ ઈમાન, જેમાં નિફાકની શંકા ન હોય, તેની હાજરીમાં કોઈ માણસ હરામ તરફ આકર્ષિત થઈ શકતો નથી. (મઝહરી)

આ આયતમાં વાતચીત વિષે જે માર્ગદર્શન આપવામાં આવ્યું છે, તેને સાંભળ્યા પછી અમુક ઉમ્મહાતુલ મુઅમિનીન જો પરાયા પુરુષ સાથે વાતચીત કરતાં તો પોતાના મોઢા પર હાથ મૂકી લેતાં, જેથી અવાજ બદલાઈ જાય. એ જ કારણે હઝરત અમ્ર ઈબ્ને આસ (રદિ.)ની એક રિવાયતમાં છે :

> ''બેશક, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ વાતની મનાઈ ફરમાવી છે કે સ્ત્રીઓ (કોઈ ગેર મહરમથી) પોતાના પતિઓની રજા વિના વાત કરે.'' (તબરાની, મઝહરી)

આ આયતથી બીજો મહત્ત્વંત હુકમ આ ફલિત થયો કે સ્ત્રીઓના પરદાની સૌથી સુંદર પદ્ધતિ આ છે કે તે પોતાના ઘરોમાં ટકીને રહે અને કોઈ શરઈ જરૂરત વિના બહાર ન નીકળે અને આ જ પરદાની તે પદ્ધતિ છે, જેને "હિજાબ બિલ બુયૂત" (ઘરો દ્વારા પરદો)થી પરિભાષિત કરવામાં આવે છે.

ઉપરાંત, આ આયતથી આ પણ સ્પષ્ટ થયું કે કુદરતે સ્ત્રીનું સર્જન એવા અંદાજમાં કર્યું છે કે તે પોતાના ઘરની ચાર દીવાલોમાં ગૃહકાર્યોમાં મશગૂલ રહીને જ શાંતિ અને સંતોષનું જીવન વિતાવી શકે છે અને સમાજની સાચી કામિયાબી અને કલ્યાણ પણ એમાં જ છે. તેની પ્રાકૃતિક (ફિતરી) રચના તેને આ વાતથી રોકે છે કે તે આર્થિક પ્રયત્ન માટે યા રોજગાર રળવા માટે પુરુષોની જેમ ઘરની બહાર નીકળે અને તે સઘળી મુશ્કેલીઓ અને વિટંબણાઓ સહન કરે, જેમનો મુકાબલો કરવાની લાયકાત માત્ર પુરુષમાં જ મૂકવામાં આવી છે. આ જ કારણ છે કે ઈસ્લામે સ્ત્રીના ખભે કમાણીનો કશો બોજ લાદયો નથી. નિકાહ પૂર્વે તેના ભરણ–પોષણની જવાબદારી તેના માં–બાપ અને ભાઈઓના શિરે છે

અને નિકાહ પછી પતિના શિરે. સ્પષ્ટ છે કે આ મહત્ત્વનો કાનૂન ખૂદ બતાવે છે કે ઈસ્લામ સ્ત્રીઓને કેટલા પ્રમાણમાં ઘરની બહાર જોવા ચાહે છે.

આ આયતમાં જે કહેવાયું છે કે ''તમે પ્રાચીન જહાલતયુગની સ્ત્રીઓની જેમ ઉઘાડે છોગ (શણગાર સજીને) ફરો નહિ★''—આ વાકયથી સ્પષ્ટ થયું કે ઈસ્લામ પૂર્વે જહાલતયુગમાં પણ સ્ત્રીઓ મુકતપણે, બેધડક બેહયાઈ અને બેપર્દગીથી હરફર કરતી હતી. જેમ કે, આરંભકાળના તફસીરકારોએ આ આયતની જે કાંઈ તફસીર કરી છે, તે એ જ છે જે તે જહાલતકાળમાં પ્રચલિત હતી. તેને વાંચો અને આજની આધુનિક જહાલતને તેના માપદંડ પર ચડાવો, તો માલૂમ પડશે કે આજનો માનવી હકીકી જહાલતયુગથી પણ વધુ જાહિલ કે અજ્ઞાન બની ચૂકયો છે.

હઝરત મુજાહિદ અને કતાદહ (રહિમહુમલ્લાહ) કહે છે કે ''તબર્રુજનો અર્થ છે સ્ત્રીનું ઈતરાવું, છંદે છંદે અને મટકી મટકીને ચાલવું.''

મુકાતિલ (રહ.) કહે છે : ''તબર્રુજનો અર્થ આ છે કે સ્ત્રી પોતાની ઓઢણીને માત્ર માથા પર નાખી દે અને એનાથી પોતાની છાતીના ઉભાર (વક્ષઃસ્થળ) અને ગરદન વગેરેને છુપાવે નહિ.''

મુબર્રદ (રહ.) કહે છે : ''તબર્રુજ આ છે કે સ્ત્રી પોતાના સૌંદર્યને જાહેર કરે, જેને છુપાવવું તેના શિરે જરૂરી છે.''

લૈસ (રહ.) કહે છે : ''તબર્રુજ આ છે કે સ્ત્રી પોતાની મુખમુદ્રા અને શરીરના સૌષ્ઠવ તથા સુંદરતાને છુપાવે નહિ અને પોતાના આ કૃત્યને સારૂં સમજે.''

અબૂ ઉબયદહ (રહ.) કહે છે : ''તબર્રુજ આ છે કે સ્ત્રી પોતાના શરીર અને સૌંદર્યનું એવી રીતે પ્રદર્શન કરે કે જેના કારણે પુરુષોની વાસનાભૂખ ભડકી ઊઠે.''
(રૂહુલ મઆની : ૨૨/૮૭)

અલ્લામહ ઈબ્ને જવઝી (રહ.) આ કથનો ટાંકયાં પછી લખે છે :

> ''હું કહું છું, સ્ત્રીનું માત્ર ઘરની બહાર નીકળવું અને માર્ગમાં તેનું ચાલવું જ મહા ફિત્નો છે, તો પછી તેની આ ચેષ્ટા વિષે તો કહેવાનું જ શું કે તે પોતાની સુંદરતાઓનું પ્રદર્શન કરતી ફરે ! આ તો 'કારેલું અને લીમડે ચડયા' જેવું થયું કહેવાય.'' (અહકામુન્નિસાઅ)

---

★ *વલા તબર્રજ્ન તબર્રુજલ જાહિલિય્યતિલ ઊલા (અલ અહઝાબ : ૩૩)*

પૂર્વજ તફસીરકારોએ પ્રાચીન જહાલતયુગમાં પ્રચલિત ''તબર્રુજ'' વિષે આ જે કાંઈ કહ્યું છે, તે બધું જ આજે પ્રચલિત છે અને મુસ્લિમ સમાજની વહુ–દીકરીઓ (ઈલ્લા માશાઅલ્લાહ) એનાથી ઘણી આગળ નીકળી ચૂકી છે. હાલાંકે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે :

> ''સૌથી દુષ્ટ અને ખરાબ સ્ત્રીઓ તે છે જે આઝાદ રીતે, પરદા વિના ઘરની બહાર નીકળે છે. તે નામ પૂરતી મુસલમાન (મુનાફિક) છે. તેમના પૈકી એકાદ સ્ત્રી સિવાય કોઈ જન્નતમાં જશે નહિ.'' (સુનને બયહકી)

જહાલતકાળમાં જોવા મળતો આ તબર્રુજ જ હતો, જેના નિકંદન માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ મામૂલ (કાર્યનીતિ) પણ હતો કે સ્ત્રીઓથી ઈસ્લામની બયઅત લેતી વખતે એમનાથી તબર્રુજના ત્યાગ ઉપર પણ બયઅત લેતા હતા. (તબરાની)

આયતમાં આવેલા ''તબર્રુજ'' શબ્દથી આ પણ સ્પષ્ટ થઈ ગયું કે જો સ્ત્રી જરૂરતના કારણે ઘરની બહાર નીકળે તો ઝીનત કે શણગારને ગુપ્ત રાખવાનો પ્રબંધ કરે, જેની પદ્ધતિ આ છે કે બુરકો યા જિલબાબ, જેમાં આખું બદન ઢંકાઈ જાય, પહેરીને નીકળે. જેમ કે, આગળ સવિસ્તર વર્ણન આવી રહ્યું છે.

આ આયત પર સ્ત્રી–સ્વાતંત્ર્યના સૂત્રધારો સામાન્યતઃ આ વાંધો ઉઠાવે છે કે આ હુકમ અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નીઓ) સાથે ખાસ છે. સામાન્ય મુસલમાન સ્ત્રીઓ આ હુકમની પાબંદ નથી, કારણ કે આયતમાં દેખીતી રીતે પુનિત પત્નીઓને જ સંબોધન કરાયું છે.

પરંતુ વાસ્તવિકતા આ છે કે જો આ આયતને પૂરી પઢવામાં આવે તો જાણવા મળશે કે એમાં વર્ણવાયેલાં પાંચ હુકમો પૈકી કોઈ એક હુકમ પણ કેવળ પુનિત પત્નીઓ સાથે ખાસ નથી; બલકે આ આયત અને તેના પછીની આયતોમાં વર્ણવાયેલાં અહકામ પણ સમગ્ર મુસલમાન સ્ત્રીઓ માટે છે. જેમ કે, આ આયતમાં પ્રથમ તો નામહરમ પુરુષો સાથે વાતચીત કરવાનો અદબ (સંસ્કાર) શીખવવામાં આવ્યો છે. પછી ઘરમાં ટકીને રહેવાનો હુકમ અપાયો છે. પછી નમાઝ કાયમ કરવાનો, ઝકાત આપવાનો અને અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ની પેરવી કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. કોણ માણસ એવો છે, જે આ દાવો કરી શકે કે નમાઝ પઢવાનો, ઝકાત કાઢવાનો અને અલ્લાહ તથા રસૂલ (સલ.)ની પેરવી કરવાનો હુકમ માત્ર પુનિત પત્નીઓને જ આપવામાં આવ્યો છે, બીજી મુસલમાન સ્ત્રીઓ આ હુકમથી મુક્ત છે ?

સાચી વાત આ છે કે આ આયતમાં વર્ણવાયેલાં અહકામ સમગ્ર મુસ્લિમ સ્ત્રીઓને

આપવામાં આવ્યાં છે. આ એક જુદી વાત છે કે એમાં સૌ પ્રથમ સંબોધન પુનિત પત્નીઓને કરાયું છે અને આવું કુર્આને કરીમમાં ઘણાં સ્થળે છે કે સંબોધન ખાસ છે અને હુકમ આમ (સામાન્ય) છે. ઈમામ અબૂ બકર જસ્સાસ (રહ.) આયતની તફસીરમાં લખે છે :

> ''આ આયત આ વાતની સ્પષ્ટ દલીલ છે કે મુસલમાન સ્ત્રીઓ પોતાના ઘરોમાં ટકી રહેવાની પાબંદ છે અને તેમનું (જરૂરત વગર) ઘરોની બહાર નીકળવું શરઈ રીતે નિષિદ્ધ (મમ્નૂઅ) છે. ઉપરાંત, આયતમાં બયાન કરેલાં સઘળાં આદાબ યા સંસ્કાર તે છે, જે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરની પત્નીઓને પવિત્રતા અને શીલતાની સુરક્ષા માટે શીખવાડયાં હતાં અને સમગ્ર મુસ્લિમ સ્ત્રીઓ આ હુકમોનું પાલન કરવાની પાબંદ છે.''
>
> (જસ્સાસ : ૫/૨૩૦)

અલ્લામહ ઈબ્ને કસીર (રહ.) લખે છે :

> ''આ તે આદાબ છે, જે અલ્લાહ તઆલાએ પોતાના નબી (સલ.)ની પત્નીઓને શીખવાડયાં છે અને ઉમ્મતની તમામ સ્ત્રીઓ એમના જ તાબે છે, એ કારણે આ અહકામ તમામ મુસલમાન સ્ત્રીઓ માટે છે.''
>
> (ઈબ્ને કસીર : ૩/૪૮૩)

અહિંયા એક પ્રશ્ન આ પણ ઉપસ્થિત થાય છે કે પુનિત પત્નીઓ, જેમનું આટલું ઊંચું સ્થાન છે કે અલ્લાહ તઆલાએ કુર્આને કરીમના એક પૂરા ''રુકૂઅ''માં તેમની પવિત્રતા અને પાકદામનીને બયાન ફરમાવ્યાં છે અને સ્પષ્ટ રીતે કહી દીધું છે કે :

إِنَّمَا يُرِيدُ اللَّهُ لِيُذْهِبَ عَنكُمُ الرِّجْسَ أَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيرًا

> ''અલ્લાહ તઆલા ચાહે છે કે તમારાથી (ગુનાહોની) ગંદકીને દૂર રાખે અને તમને દરેક રીતે પાકસાફ રાખે.'' (અલ અહઝાબ : ૩૩)

આ આયત ''આયતે તત્હીર''(પવિત્રતાદર્શક આયત) કહેવાય છે. અહલે સુન્નત વલ જમાઅત કહે છે કે આં આયત સર્વાનુમતે સહાબએ કિરામ (રદિ.) અને પુનિત પત્નીઓ વિષે ઊતરી છે અને એમાં નબીના પરિવારજનથી મુરાદ આપની પત્નીઓ મુરાદ છે અને તત્હીર (પવિત્ર કરવું)થી તઝકિયએ નફસ (આત્મશુદ્ધિ) અને અંતરની સુધારણા તથા દિલની સફાઈ મુરાદ છે, જે તઝકિયએ બાતિન યા આંતરિક

શુદ્ધીકરણનું તે અતિ ઉચ્ચ સ્થાન છે, જે કામિલ અવલિયાએ કિરામને પ્રાપ્ત થાય છે, જેની પ્રાપ્તિ પછી તેઓ ગુનાહોથી સુરક્ષિત કે મહફૂઝ થઈ જાય છે; પરંતુ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ની જેમ માસૂમ (નિર્દોષ) બની જતા નથી. આ દરજ્જો હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સોબતની બરકતથી સૌને પ્રાપ્ત થઈ જતો હતો અને પાછળવાળાઓને પણ સોબતની બરકતથી મરતબા અને પાત્રતા અનુસાર ઓછાવત્તા અંશે પ્રાપ્ત થાય છે. (''મઆરિફુલ કુર્આન'', મવલાના મુહમ્મદ ઈદ્રીસ કાંધલવી રહ.)

હવે જેને અલ્લાહ તઆલાએ પાકસાફ કરી દીધો છે, શું તેની પાસે કોઈ દુષ્ટતા અને નાપાકી આવી શકે છે ? શું એમના વિષે કદી આ ગુમાન પણ થઈ શકે છે કે તેઓ જ્યારે પરાયા પુરુષને મસ્અલહ બતાવશે તો કોમળતાથી બોલશે ? આ વાત તો ગુમાનમાં પણ આવી શકતી નથી. પછી જેમના વિષે આવો ગુમાન પણ થઈ શકતો ન હતો, તેમને કેમ રોકવામાં આવ્યાં અને તેમને આ હુકમ કેમ આપવામાં આવ્યો ?

એનો જવાબ આ છે કે આ હુકમ આપીને પુનિત પત્નીઓને વાસ્તવમાં આ ફરમાવાયું છે કે સ્ત્રી હોવાના નાતે તમારી અવાજમાં જે સ્વાભાવિક નઝાકત અને કોમળતા છે, તેને સખતાઈ અને કઠોરતાથી બદલી નાખો અને કદી કોઈ ગેરમરહમ યા પરાયા પુરુષ જોડે વાત કરવાની જરૂરત ઊભી થઈ જાય તો આ વાસ્તવિક, સ્વાભાવિક અને જન્મજાત નઝાકત યા કોમળતાને પણ જાહેર થવા ન દો અને પોતાના સ્વરમાં પ્રયત્નપૂર્વક સખતાઈ, કઠોરતા, શુષ્કતા અને નિઃરસતા ઉત્પન્ન કરવાની કોશિશ કરો.

અહિંયા આ બાબતો પણ મનનીય છે કે :

(૧) અઝવાજે મુતહ્હરાત યા પુનિત પત્નીઓનું આવડું ઉચ્ચ સ્થાન છે કે તેમનાથી ગુનાહનો ગુમાન પણ થઈ શકતો નથી, ગુનાહનો વસવસો પણ આવી શકતો નથી, કારણ કે આ તો ''મુતહ્હરાત'' (પવિત્ર સ્ત્રીઓ) છે, જેમને અલ્લાહ તઆલાએ પાકસાફ કરી દીધાં છે.

(૨) પુનિત પત્નીઓ ઉમ્મતની માતાઓ છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : "વ અઝવાજુહૂ ઉમ્મહાતુહુમ... હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પત્નીઓ મુઅમિનોની માતાઓ છે.'' (અલ અહઝાબ :૬)

(૩) અલ્લાહ તઆલાએ અઝવાજે મુતહ્હરાતને માત્ર સન્માનાર્થે ઉમ્મતની માતાઓ ફરમાવી નથી; બલકે જેવી રીતે સગી માંની સાથે નિકાહ હરામ છે, એવી જ રીતે અઝવાજે મુતહ્હરાત પણ ઉમ્મતના પુરુષો માટે હરામ છે.

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

"વલા અન તન્કિહૂ અઝવાજહૂ મિમ બઅ્દિહી અબદા, ઈન્ન ઝાલિકુમ ઈન્દલ્લાહિ અઝીમા...અર્થાત્ હુઝૂર (સલ.)ની વફાત પછી આપની પત્નીઓ સાથે તમે કદાપિ નિકાહ કરી શકતા નથી. બેશક, અલ્લાહ તઆલાની નજીક આ ઘણી જ ગંભીર વાત છે.'' (અલ અહઝાબ : ૫૩) જે રીતે માંની સાથે કોઈ પણ સંજોગોમાં નિકાહ થઈ શકતા નથી, હંમેશા હંમેશ માટે હરામ છે, એ જ પ્રમાણે અઝવાજે મુતહ્હરાત પણ કિયામત સુધી ઉમ્મતની પ્રત્યેક વ્યકિત માટે હંમેશા હંમેશ હરામ છે. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત પછી પણ ઉમ્મતનો કોઈ માણસ આપની પત્નીઓ જોડે નિકાહ કરી શકતો નથી.

(૪) અઝવાજે મુતહ્હરાત સાથે વાત કરનારા કોણ લોકો હતા ? સહાબએ કિરામ (રદિ.) હતા, જેમનો તકવા એવો તકવા છે કે ફરિશ્તાઓને પણ રશ્ક આવે. જેમની પાકદામની અને સુંદર ચારિત્ર્યની ગવાહી અલ્લાહ તઆલા ખુદ કુર્આને મજીદમાં આપે છે : "રદિયલ્લાહુ અન્હુમ વ રદૂ અન્હૂ... આ તે લોકો છે, જેમનાથી અલ્લાહ તઆલા રાજી છે અને તેઓ અલ્લાહ તઆલાથી રાજી છે.'' (અલ બય્યિનહ : ૮)

અને ફરમાવ્યું : "વ કુલ્લંવ્ વ અદલ્લાહુલ હુસ્ના ... આ સૌની સાથે અલ્લાહ તઆલાએ ભલાઈ (બખશિશ)નો વાયદો કર્યો છે.'' (અલ હદીદ : ૧૦)

(૫) અઝવાજે મુતહ્હરાત સાથે સહાબએ કિરામ (રદિ.)ની શી વાતો થતી હતી ? દીની મસાઈલ શીખવા અને શીખવાડવા.

હવે ઉપરોકત પાંચેવ વાતોને મેળવી જુઓ. સ્ત્રીઓ કોણ છે ? નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પુનિત પત્નીઓ, જેમને અલ્લાહ તઆલાએ પાકસાફ કરી દીધાં છે, જે ઉમ્મતની માતાઓ છે અને જે ઉમ્મતની પ્રત્યેક વ્યકિત પર હંમેશા હંમેશ માટે હરામ છે. પુરુષો કોણ છે ? સહાબએ કિરામ (રદિ.) જેવી પવિત્ર હસ્તીઓ. કામ શું છે ? દીની મસાઈલ પૂછવા. આવા પ્રસંગ માટે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે જ્યારે વાત કરો તો સ્ત્રૈણ (ઝનાનહ) ઢબછબમાં જે જન્મજાત અને કુદરતી નઝાકત યા કોમળતા છે, તેને ખુશ્કી યા શુષ્કતાથી બદલી નાખો, પેદાઈશી નઝાકત મહસૂસ પણ થવા ન દો. આ તો અઝવાજે મુતહ્હરાતને માર્ગદર્શન આપ્યું. બીજી તરફ સહાબએ કિરામ (રદિ.)ને અલગ, આગવો હુકમ આપવામાં આવ્યો : "વ ઈઝા સઅલ્તુમૂહુન્ન મતાઅન ફસ્અલૂહુન્ન મિંવ્વરાઈ હિજાબ...જ્યારે પણ દીન પ્રાપ્ત કરવા માટે અઝવાજે મુતહ્હરાતને કંઈ પૂછવું પડે તો પરદાની પાછળથી પૂછયા કરો, સામે આવવાની પરવાનગી નથી.''

(અલ અહઝાબ : ૫૩)

હવે જરા વિચાર કરો, જેમને આ હુકમ મળી રહ્યો છે, તે પુરુષો કોણ છે ? તે સ્ત્રીઓ કોણ છે ? શું હુકમ અપાય રહ્યો છે ? અને કઈ જરૂરત વખતે અપાય રહ્યો છે ?

હવે જ્યારે આ પવિત્ર હસ્તીઓને આ અહકામ અપાય રહ્યાં છે તો આજના પુરુષો અને સ્ત્રીઓ માટે આ અહકામની પાબંદી કેટલી જરૂરી હશે, તેનો અંદાજો દરેક માણસ સારી પેઠે કરી શકે છે.

## બુરકા યા જિલબાબનો હુકમ

ઉપરોકત આયતથી સ્પષ્ટ થયું હતું કે મુસલમાન સ્ત્રીઓ જરૂરત વિના ઘરની બહાર ન નીકળે અને જો કદી કોઈ જરૂરતના કારણે નીકળવું પણ પડે તો જહાલતયુગની રીતભાત અપનાવીને બેધડક અને બેપરદા ન નીકળે. હવે સૂરએ અહઝાબમાં જ આગળ સ્પષ્ટરૂપે હુકમ આપવામાં આવ્યો છે કે જ્યારે બહાર નીકળે તો બુર્કા યા જિલબાબ ઓઢીને નીકળે. જેમ કે, ઈરશાદ છે :

يَا أَيُّهَا النَّبِيُّ قُل لِّأَزْوَاجِكَ وَبَنَاتِكَ وَنِسَاءِ
الْمُؤْمِنِينَ يُدْنِينَ عَلَيْهِنَّ مِن جَلَابِيبِهِنَّ ۚ
ذَٰلِكَ أَدْنَىٰ أَن يُعْرَفْنَ فَلَا يُؤْذَيْنَ ۗ وَكَانَ اللَّهُ
غَفُورًا رَّحِيمًا ۝

(૩) "હે નબી (સલ.) ! પોતાની પત્નીઓ અને પોતાની દીકરીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે તેઓ પોતાની ઉપર પોતાની ચાદરોના પાલવ આગળ લટકાવી રાખે. આ રીતે તેઓ જલદીથી ઓળખાઈ જશે તો તેમને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ તઆલા ક્ષમાવાન તથા મહેરબાન છે." (અલ અહઝાબ : ૫૯)

આ આયત પરદાનાં સંદર્ભમાં ઊતરનારી આયતોમાં ઘણી મહત્ત્વતા ધરાવે છે, કારણ કે આ આયતથી અત્યંત સ્પષ્ટપણે માલૂમ પડે છે કે પરદાના હુકમમાં ચહેરાને છુપાવવું પણ શામેલ છે. જેમ કે, ઉલમાએ કિરામ અને તફસીરકારોએ આ આયતના અંતર્ગત ચહેરાના પરદા (છુપાવવા) પર નોંધપાત્ર ચર્ચા કરી છે.

ઉપરાંત, આ આયતમાં કેવળ અઝવાજે મુતહ્હરાત અથવા હુઝૂર (સલ.)ની દીકરીઓને જ સંબોધન નથી; બલકે સ્પષ્ટપણે તમામ મુસલમાન સ્ત્રીઓને સંબોધન છે. આ કારણે એમાં સામાન્ય સ્ત્રીઓને હુકમમાંથી બાકાત કરવા માટે કોઈ પ્રકારના અર્થઘટન યા વિશેષતાની પણ ગુંજાઈશ નથી.

આયત વિષે વિશદ ચર્ચા કરતાં પહેલાં જરૂરી જણાય છે કે એમાં પ્રયોગાયેલા બે શબ્દો ''જલાબીબ'' અને ''યુદ્ની–ન અલયહિન્ન''ની શાબ્દિક તહકીક કરી લેવામાં આવે.

## ''જિલબાબ'' કોને કહે છે?

''જલાબીબ'' વાસ્તવમાં ''જિલબાબ''નું બહુવચન છે. જિલબાબ કોને કહે છે, તેના વિષે ઉલમાએ કિરામમાં મતભેદ પ્રવર્તે છે. અલ્લામહ ઈબ્ને મન્ઝૂર (રહ.) લખે છે :

> ''જિલબાબ તે ઓઢણીને કહેવામાં આવે છે, જે દુપટ્ટાથી મોટી હોય છે અને મોટી ચાદરોથી નાની.સ્ત્રીઓ એનાથી પોતાનાં માથાં અને છાતીને છુપાવે છે.
>
> આ પણ કહેવાય છે કે જિલબાબ તે મોટા અને પહોળા કપડાને કહેવામાં આવે છે, જે ''મિલ્હફહ'' (ચાદર)થી નાનું હોય છે, જેને સ્ત્રીઓ પહેર્યા કરે છે.
>
> અમુક લોકો કહે છે કે ખૂદ ''મિલ્હફહ''ને જ જિલબાબ કહેવામાં આવે છે.'' (લિસાનુલ અરબ : ૧/૨૭૨)

અલ્લામહ ઈબ્ને મન્ઝૂર (રહ.) પોતાના આ જ શબ્દકોશમાં ''મિલ્હફહ''ની તહકીક કરતાં લખે છે :

> ''આ તે શાલ વગેરેને કહેવામાં આવે છે, જે શિયાળામાં આખા લિબાસ પર ઓઢવામાં આવે છે (અને પછી તે બધાં જ કપડાંને ઢાંકી લે છે). જેમ કે, લિહાફ કે રજાઈ વગેરેમાં હોય છે (કે તેને ઓઢીને માણસ પોતાના આખા બદનને શરદીની પીડાથી બચાવી લે છે). બસ, પ્રત્યેક તે ચીજ જેનાથી તમે સ્વજાતને સંપૂર્ણપણે ઢાંકી લો, તેને લિહાફ કહે છે.'' (લિસાનુલ અરબ : ૯/૩૧૪)

અલ્લામહ ઈબ્ને મન્ઝૂર (રહ.) ''જિલબાબ''ની તહકીક કરતાં વધુ લખે છે :

> ''આ પણ કહેવામાં આવ્યું છે કે ''જિલબાબ'' વાસ્તવમાં તે ચાદરને કહેવામાં આવે છે, જે સ્ત્રી પોતાને છુપાવવા માટે માથાથી પગ સુધી ઓઢે છે. જેમ કે, ''મિલ્હફહ''માં જોવા મળે છે. વળી, આ પણ કહેવાયું છે કે ''જિલબાબ'' સ્ત્રીની તે ચાદરને કહેવામાં આવે છે, જે તેને સંપૂર્ણપણે લપેટીને ઢાંકી લે.''
> (લિ. અરબ : ૧/૨૭૩)

અલ્લામહ ઈબ્ને મન્ઝૂર (રહ.) લેખે છે કે શબ્દકોશની દ્રષ્ટિએ ''જલ્બબ'' અને ''જિલબાબ''નું તત્ત્વ વાસ્તવમાં ઢાંકવાનો ભાવાર્થ પોતાની અંદર ધરાવે છે અને આ તત્ત્વમાં છુપાવવાનો અર્થ વિશેષપણે જોવા મળે છે. જેમ કે, તેઓ આ સિલસિલામાં બે કાવ્યપંક્તિઓથી દલીલ પકડે છે.એક કવિ કહે છે :

**વલ અયશુ દાજજુન કનફા જિલબાબુહૂ**
[જીવન અંધારી રાત જેવું છે, મુસીબતોની ચાદરે તેને ઢાંકી લીધું છે.]

**મુજલબિબુન મિન સવાદિલ્લયૂલિ જિલબાબા**
[તેણે સ્વજાતને રાતના અંધકારથી છુપાવી રાખેલ છે.]

અલ્લામહ આગળ હઝરત અલા (રદિ.)નું એક કથન નકલ કરે છે, જેનાથી આ ભાવાર્થ તરફ પણ સંકેત મળે છે :

**મન અહબ્બના અહલલ બયતિ ફલ્યુઈદ લિલ ફક્રિ જિલબાબા**
[જે માણસ અમ અહલે બૈતથી મુહબ્બત કરે છે, તે પોતાના જીવનને નાદારીની ચાદરથી ઢાંકવા માટે તૈયાર રહે.] (લિ. અરબ, નિહાયહ ઈબ્ને અસીર : ૧/૨૮૩)

ત્યાર બાદ અલ્લામહ ઈબ્ને મન્ઝૂર (રહ.) લખે છે :

> ''ઈબ્ને અઅરાબીએ ''જિલબાબ''નો અર્થ ''ઈઝાર'' બતાવ્યો છે. અબૂ ઉબૈદ ઈમામ અઝહરીનું કથન નકલ કરે છે કે ઈબ્ને અઅરાબીએ જિલબાબની તફસીર જે ઈઝારથી કરી છે, એમાં ઈઝારથી મુરાદ ''તેહમદ'' નથી, બલકે અસલમાં ઈઝારથી તે ચાદર મુરાદ છે, જેને પહેરવાવાળો સારી રીતે લપેટી લે અને તે એના આખા બદનને ઢાંકી લે. એ જ પ્રમાણે ''ઈઝારુલ્લયલ'' (રાત્રિ ઈઝાર) તે ચાદરને કહેવામાં આવે છે, જેને સૂવાવાળો ઓઢે છે અને તે એના આખા બદનને ઢાંકી લે છે.'' (લિ. અરબ)

અલ્લામહ આગળ લખે છે :

> ''અલ્લામહ ઈબ્ને અસીર (રહ.)એ જિલબાબની તફસીર 'મિકનઅહ'થી

કરી છે અને આ તે કપડાને કહે છે, જેનાથી સ્ત્રી પોતાનું માથું, પીઠ અને છાતી છુપાવે છે.'' (લિ. અરબ, નિહાયહ : ૧/૨૮૩)

ખુદ અલ્લામહ ઈબ્ને મન્ઝૂર (રહ.) ''મિકનઅહ''ની તહકીક પોતાના આ શબ્દકોશમાં આ પ્રમાણે કરે છે :

''કિનાઅ'' યા ''મિકનઅહ'' અસલમાં તે કપડાને કહે છે, જેનાથી સ્ત્રી પોતાના માથાને અને પોતાની સુંદરતાઓને છુપાવ્યા કરે છે. જેમ કે, મુહાવરા યા લોકભાષામાં બોલાય છે કે : **અલ્કા અન વજ્હિહી કિનાઅલ હયાઈ** [તેણે પોતાના ચહેરા પરથી હયાની ચાદર ઉતારીને ફેંકી દીધી છે.] (લિ. અરબ : ૮/૩૦૧)

ઉપરોક્ત શાબ્દિક ચર્ચાથી નીચેની બાબતો પ્રતિપાદિત થાય છે :

(૧) જલબબ અને જિલબાબનું મૂળ તત્ત્વ બુનિયાદી રીતે એવી વસ્તુઓ માટે પ્રયોગાય છે, જે કોઈ વસ્તુને સંપૂર્ણપણે ઢાંકી દે. દ્રષ્ટાંતરૂપે શિયાળામાં વપરાતી રજાઈ અને રાતનો ઘટાટોપ અંધકાર.

(૨) જિલબાબનો શબ્દ ખાસ સ્ત્રીઓના વપરાશમાં આવતી ચાદર માટે છે અને ચાદર પણ તે જેને સ્ત્રીઓ પોતાને પરાયા પુરુષોની નજરથી બચાવવા માટે વાપરે છે.

(૩) શબ્દકોશથી આ પણ સ્પષ્ટ થાય છે કે ''જિલબાબ''ના નામે વપરાતી ચાદરને સ્ત્રીઓ પોતાના આખા શરીરને છુપાવવા માટે ઉપયોગે છે. ખાસ કરીને માથા, પીઠ, છાતી અને ચહેરા વગેરેને છુપાવવા માટે.

આ શાબ્દિક તહકીક પછી અમે તફસીરકારોનાં કથન નકલ કરીએ છીએ. અલ્લામહ આલૂસી (રહ.)લખે છે :

''હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના કથન અનુસાર 'જિલબાબ' તે ચાદરને કહેવામાં આવે છે, જેને સ્ત્રી (પરાયા પુરુષોની નજરથી બચવા માટે) ઉપરથી નીચે સુધી ઓઢે છે. હઝરત ઈબ્ને જુબૈર (રદિ.)એ જિલબાબની તફસીર ''મિકનઅહ''થી કરી છે.'' (રૂહુલ મઆની : ૨૨/૮૮)

ત્યાર બાદ અલ્લામહ આલૂસી (રહ.)એ જિલબાબની તફસીરમાં તે સઘળાં કથનો ટાંકી દીધાં છે, જે એની શાબ્દિક તહકીકના સમયે અગાઉ બયાન થઈ ચૂકયાં છે. અલ્લામહ ઈબ્ને હઝમ (રહ.) જિલબાબનું વિવરણ કરતાં લખે છે :

"જિલબાબ આરબોની ભાષામાં, તે ભાષામાં જેમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વાતચીત ફરમાવ્યા કરતા હતા, તે કપડાને કહેવામાં આવે છે, જે આખા બદનને છુપાવી લે અને જે કપડું આખા બદનને છુપાવી ન શકે, તેના માટે જિલબાબનો શબ્દ બંધબેસતો નથી."

(અલ મુહલ્લા, ૩/૨૧૭)

"જિલબાબ" પછી આ આયતમાં બીજો શબ્દ "યુદ્નીન અલયહિન્ન" છે, જેની તફસીરનું વર્ણન પણ જરૂરી છે. અલ્લામહ આલૂસી (રહ.) લખે છે :

"ઈદ્નાઅ" શબ્દકોશમાં કોઈ ચીજને નજીક કરવાને કહેવામાં આવે છે. અહિંયા આ શબ્દ લટકાવવાના અર્થમાં પ્રયોગાયો છે... મારા મતે આ શબ્દપ્રયોગમાં આ નુકતા (ગૂઢ વાત) તરફ ઈશારો છે કે (પરદાનો) મુખ્ય હેતુ એવી રીતે સ્ત્રીઓનું પોતાને છુપાવવું છે કે જ્યારે તે ચાલવા ચાહે તો એમને માર્ગ નજરે પડતો રહે." (રૂહુલ મઆની : ૨૨/૮૮–૮૯)

ઈમામ અબૂ હય્યાન (રહ.) શબ્દકોશના મશહૂર ઈમામ કસાઈ (રહ.)થી નકલ કરે છે કે "યુદ્નીન અલયહિન્ન"નો અર્થ આ છે કે "સ્ત્રીઓ પોતાને ચાદરમાં સંપૂર્ણપણે ઢાંકી લે અને ચાદરને પોતાની ઉપર સંપૂર્ણ રીતે લપેટી લે."

ઈમામ અબૂ હય્યાન (રહ.) ઈમામ કસાઈ (રહ.)ના કથન વિષે સમીક્ષા કરતાં લખે છે : "ઈમામ કસાઈ (રહ.)નો હેતુ ચાદર લટકાવીને સારી રીતે લપેટી લેવાનો છે."

અલ્લામહ ઝમખ્શરી (રહ.) "યુદ્નીન"ની તફસીર કરતાં લખે છે :

"એનો અર્થ આ છે કે સ્ત્રીઓ પોતાના ચહેરાઓ પર ચાદર નાખી લે. જેમ કે, જ્યારે કોઈ સ્ત્રીના ચહેરા પરથી ઘૂંઘટ હટી જાય છે તો તે સમયે આરબો કહે છે : **'અદની ષવ્બકિ અલા વજ્હિક'** (પોતાના ચહેરાને ઘૂંઘટ દ્વારા છુપાવી લો).

અલ્લામહ આલૂસી (રહ.) અલ્લામહ ઝમખ્શરી (રહ.) અને અબૂ હય્યાન (રહ.)ની ઉપરોક્ત તફસીરોને નકલ કર્યા પછી લખે છે :

"મારા મતે ઉપરોક્ત તમામ ચર્ચામાં ભાવાર્થ બયાન કરાયો છે, નહિતર "યુદ્નીન અલયહિન્ન"નો જાહેરી અર્થ તો આ જ છે કે તે પોતાના આખા બદનને ચાદરથી ઢાંકી લે. અલબત્ત, અમુક લોકોએ (આખા બદનને છોડી) માથું (ઢાંકવા) અથવા ચહેરો (છુપાવવા)થી જે તફસીર કરી છે, તેનું કારણ આ છે કે જહાલતયુગમાં સામાન્ય રીતે ચહેરાને જ ખુલ્લો છોડી મૂકાતો હતો."

(રૂહુલ મઆની : ૨૨/૮૮)

# ચાદર કેવી રીતે ઓઢવામાં આવે ?

માત્ર આટલું જ નથી કે માનવંત તફસીરકારોએ ઉમ્મતને આ બતાવી દીધું હોય કે આ આયતનાં અંતર્ગત મુસલમાન સ્ત્રી પર પરદો કરવો જરૂરી છે અને પરદામાં ચહેરાનો પરદો પણ શામેલ છે; બલકે તે બુઝુર્ગ હસ્તીઓએ (અલ્લાહ તઆલા એમની કબરોને નૂરથી ભરી દે) કાયદેસર ચાદર ઓઢવાની રીત પણ બતાવી દીધી છે. કાઝી શવકાની (રહ.) લખે છે :

> ''અલ્લામહ ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ અને ઈબ્ને મરદુવય્હે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ આયતની તફસીરમાં નકલ કર્યું છે કે અલ્લાહ તઆલાએ આ આયતમાં મુસલમાન સ્ત્રીઓને હુકમ દીધો છે કે જ્યારે તેઓ કોઈ જરૂરત હેઠળ ઘરની બહાર નીકળે તો પોતાની ચાદરો દ્વારા પોતાનાં માથાંને ઢાંકી, પોતાના ચહેરાઓને છુપાવીને નીકળે અને તે માત્ર એક આંખ ઉઘાડી રાખી શકે છે.'' (ફત્હુલ કદીર : ૭/૩૦૭)

ઈમામુલ મુફસ્સિરીન, તર્જુમાનુલ કુર્આન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી ''જિલબાબ'' ઓઢવાના બે તરીકા નકલ થયેલાં છે. એક તરીકા અનુસાર સ્ત્રી એક આંખ ખુલ્લી રાખી શકે છે, જ્યારે બીજા તરીકા અનુસાર બંને આંખો ખુલ્લી રાખવામાં કશો વાંધો નથી. પ્રથમ તરીકો તો ઉપરોક્ત રિવાયતથી વિદિત થઈ ચૂકયો છે. બીજો તરીકો આ છે, જેને અલ્લામહ આલૂસી (રહ.)એ નકલ કર્યો છે :

> ''(અલ્લામહ ઈબ્ને જરીર ઈબ્ને મુન્ઝિરે) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત કતાદહ (રદિ.)થી ચાદર લપેટવાની કેફિયત આ પ્રમાણે નકલ કરી છે કે ''સ્ત્રી સૌ પ્રથમ ચાદરને પોતાની પેશાની પર લપેટીને બાંધશે. પછી ત્યાર બાદ એ જ ચાદર દ્વારા ચહેરાના નીચલા ભાગને ઢાંકીને તેને નાક પર બાંધશે.'' આ તરીકામાં ભલે તેની બંને આંખો ખુલ્લી રહેશે; પરંતુ જરૂરતના કારણે એમાં કશો વાંધો પણ નથી. અલબત્ત, ચાદરને એવી રીતે ઓઢવામાં આવે કે એનાથી છાતી અને ચહેરાનો મોટો ભાગ છુપાઈ જાય.''
> (રૂહુલ મઆની : ૨૨/૮૯)

હઝરત મુહમ્મદ ઈબ્ને સીરીન (રહ.) મશહૂર તાબિઈ છે. ચાદર ઓઢવાનો આ તરીકો નકલ કરતાં આપ કહે છે :

> ''મેં હઝરત ઉબયદહ ઈબ્ને સુફયાન ઈબ્ને હારિસ હજરમીને એનો તરીકો પૂછયો તો એમણે પોતાની શાલ ઉઠાવી અને તેને કાયદેસર ઓઢીને સમજાવ્યું.

પ્રથમ એમણે શાલથી પોતાના માથા અને પેશાનીને એવી રીતે ઢાંકયાં કે ભ્રમણો સુદ્ધાં છુપાઈ ગઈ. પછી એ જ ચાદર દ્વારા પોતાના ચહેરાના બાકીના ભાગને એવી રીતે છુપાવ્યો કે માત્ર જમણી આંખ ખુલ્લી રહી ગઈ.''

(રૂહુલ મઆની : ૨૨/૮૯, અહકામુલ કુર્આન જસ્સાસ : ૫/૨૪૪, તફસીરે કુર્તુબી : ૧૪/૨૪૩ વગેરે)

અલ્લામહ ઈબ્ને જરીર (રહ.)એ ઉપરોકત રિવાયત નકલ કર્યા પછી લખ્યું છે કે એના તમામ રિવાયતકર્તાઓએ★હઝરત ઉબયદહ (રદિ.)થી આ તરીકાને નકલ કર્યા પછી પોતાના શાગિર્દો યા શિષ્યોને આ જ પ્રમાણે અમલી રીતે ચાદર ઓઢીને બતાવી, જે રીતે ઉબયદહ (રદિ.)એ બતાવી હતી. ઉપરાંત, ઈમામ કુર્તુબી (રહ.)એ હઝરત ઉબયદહ સિવાય હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) તરફ પણ આ તરીકાની નિસ્બત ફરમાવી છે. ઈમામ અબૂબકર જસ્સાસ (રહ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત મુજાહિદ (રહ.)થી આ આયતની તફસીરમાં નકલ ફરમાવે છે કે :

''આઝાદ સ્ત્રી જ્યારે પોતાના ઘરની બહાર નીકળે તો બાંદીઓની જેમ ઉઘાડા માથે અને ખુલ્લા મોઢે ન નીકળે, બલકે પોતાના માથા અને પેશાનીને ઢાંકીને નીકળે.'' (અહકામુલ કુર્આન, ૫/૨૪૫)

ઈમામ સુદ્દી (રહ.) જિલબાબ ઓઢવાનો તરીકો આ દર્શાવે છે કે :

''સ્ત્રી ચાદર એવી રીતે ઓઢશે કે એની પૂરી પેશાની, એક આંખ અને આખો ચહેરો છુપાઈ જાય (બીજી આંખ તે માત્ર જરૂરતને કારણે ખુલ્લી રાખી શકે છે). (રૂહુલ મઆની : ૨૨/૮૯, અલ બહરુલ મુહીત : ૭/૨૫૦●)

ઈમામ વાહિદી (રહ.) આયતની તફસીરમાં ફરમાવે છે :

''સ્ત્રી ચાદરને એવી રીતે ઓઢશે કે તેનું માથું અને આખો ચહેરો છુપાઈ જાય. માત્ર એક આંખ તે ખુલ્લી રાખશે.'' (ફત્હુલ કદીર : ૪/૩૦૪)

અલ્લામહ ઈબ્ને સઅદ, મુહમ્મદ ઈબ્ને કઅબ કુરઝી (રહ.)થી નકલ કરે છે કે :

''સ્ત્રીઓ ચાદર એવી રીતે ઓઢે કે તે પોતાના પૂરા ચહેરાને છુપાવે, કેવળ એક આંખ ખુલ્લી છોડી દે.'' (ફત્હ)

---

★ *રિવાયતકર્તાઓ આ પ્રમાણે છે : ઈબ્ને ઉલ્યા, તેમનાથી ઈબ્ને ઔન, તેમનાથી મુહમ્મદ અને તેમનાથી ઉબયદહ.*

● *અલ્લામહ અબૂ હય્યાન (રહ.) આ વિધાન નકલ કર્યા પછી લખે છે : અમારા ત્યાં ઉન્દુલુસમાં આ જ તરીકો પ્રચલિત છે. સ્ત્રીઓ ઘરોમાંથી બહાર નીકળતી વખતે ફકત એક આંખ ખુલ્લી રાખે છે, બાકીનો એમનો આખો ચહેરો ઢંકાયેલો રહે છે.*

ઉપરોકત બુઝુર્ગો ઉપરાંત ઉમ્મતના તમામ મુફસ્સિરો, રિસાલતયુગથી આજ સુધી, આ આયતથી ચહેરાનું છુપાવવું અને પરદામાં ચહેરાનું શામેલ હોવું જ લખી રહ્યા છે. આ સઘળાં બુઝુર્ગોના લખાણો ટાંકવામાં તો નિરર્થક લાંબુલચક લખાણ થવાનો સંભવ છે. અલબત્ત, મોટા મોટા તફસીરકારોના વિધાનો ટાંકવામાં કશો બાધ નથી. ઈમામ ઈબ્ને જરીર (રહ.) આ આયતની તફસીરમાં લખે છે :

> ''અલ્લાહ તઆલા આ આયતમાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવી રહ્યા છે કે, હે નબી (સલ.)! આપ પોતાની પત્નીઓ, પુત્રીઓ અને મુસલમાન સ્ત્રીઓને કહી દો કે જ્યારે તેઓ કોઈ જરૂરતને કારણે પોતાના ઘરોમાંથી બહાર નીકળે તો બાંદીઓ જેવાં પોશાક પરિધાન ન કરે, કે માથાં અને મુખડાં ઉઘાડાં હોય; બલકે તેઓ પોતાની ઉપર પોતાની ચાદરોનાં ઘૂંઘટ નાખી લે, જેથી કોઈ દુષ્ટ માણસ એમની છેડછાડ ન કરે અને સૌ જાણી લે કે આ શરીફ અને શીલવાન સ્ત્રીઓ છે.''
>
> (તફસીરે ઈબ્ને જરીર : ૨૨/૨૯)

ઈમામ અબૂ બકર જસ્સાસ (રહ.) લખે છે :

> ''આ આયત આ વાતની દલીલ છે કે જુવાન સ્ત્રીને પરાયા પુરુષોથી ચહેરો છુપાવવાનો હુકમ છે અને તેણે ઘરની બહાર નીકળતી વખતે પર્દાદારી અને પવિત્રતાનો દેખાવ કરવો જોઈએ, જેથી દુષ્ટ નિય્યતના લોકો એના પ્રત્યે લાલચ કરી શકે નહિ.'' (અહકામુલ કુર્આન : ૫/૨૪૫)

ઈમામ ઈમાદુદ્દીન કિયાહરાસ (રહ.) લખે છે :

> ''જિલબાબ મોટી ચાદરને કહેવામાં આવે છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ મુસલમાન સ્ત્રીઓને હુકમ દીધો છે કે (ઘરની બહાર નીકળતી વખતે) પોતાનાં માથાં અને ચહેરાઓને ઢાંકી લે.'' (અહકામુલ કુર્આન : ૪/૩૫૪)

અલ્લામહ નીશાપૂરી (રહ.) લખે છે :

> ''ઈસ્લામના આરંભયુગમાં સ્ત્રીઓ જહાલતકાળના કમીસ અને દુપટ્ટા સાથે નીકળતી હતી અને શરીફ સ્ત્રીઓનો લિબાસ નીચલા વર્ગની સ્ત્રીઓથી અલગ ન હતો. પછી હુકમ આપવામાં આવ્યો કે તેઓ ચાદર ઓઢે અને પોતાનાં માથાં તથા ચહેરાઓને છુપાવે, જેથી લોકોને ખબર પડી જાય કે આ શરીફ સ્ત્રીઓ છે, વ્યભિચારિણી અને સ્વચ્છંદી નથી.''
>
> (ગરાઈબુલ કુર્આન : ઈબ્ને જરીરનો હાશિયો : ૨૨/૩૨)

ઈમામ રાઝી (રહ.) લખે છે :

''જહાલતયુગમાં શરીફ લોકોની સ્ત્રીઓ અને લોંડીઓ બધી જ ઉઘાડેછોગ ફરતી હતી અને દુષ્ટ લોકો તેમની તાકમાં રહેતા હતા. આ આયતમાં અલ્લાહ તઆલાએ શરીફ અવરતોને હુકમ દીધો છે કે તેઓ પોતાની ઉપર ચાદર નાખી લે, જેથી આવી રીતે તેઓ સાફ ઓળખાઈ જશે. ઓળખાવાના બે તરીકા હોઈ શકે છે. એક તો આ લિબાસ દ્વારા ઓળખી લેવાશે કે આ શરીફ સ્ત્રીઓ છે અને તેમનો પીછો કરી શકાશે નહિ. બીજો તરીકો આ છે કે આ લિબાસથી માલૂમ પડી જશે કે આ લંપટ અને બદકાર સ્ત્રીઓ નથી, કારણ કે જે સ્ત્રી ચહેરો છુપાવશે, હાલાંકે તે સતર (ગુપ્તાંગ) નથી કે જેનું છુપાવવું ફર્ઝ હોય, તો કોઈ પુરુષ એનાથી આ અપેક્ષા રાખશે નહિ કે આવી શરીફ સ્ત્રી સતર ખોલવા તૈયાર થઈ જશે, જેથી આ લિબાસથી જાહેર થઈ જશે કે તે એક પર્દાનશીન અવરત છે અને એનાથી બદકારીની અપેક્ષા રાખી શકાશે નહિ.'' (તફસીરે કબીર : ૨૫/૨૩૦)

કાઝી બયઝાવી (રહ.) લખે છે :

''મુસલમાન અવરતો જ્યારે પોતાની જરૂરતો માટે બહાર નીકળે તો પોતાની ચાદરો દ્વારા પોતાનાં મુખડાંઓ અને બદનોને છુપાવી લે. અહિંયા ''મિન'' શબ્દ અલ્પતા દર્શાવવા માટે છે. અર્થાત્ ચાદરોના એક ભાગને મુખ પર નાખવામાં આવે અને એક ભાગને બદન પર લપેટી દેવામાં આવે.

(તફસીરે બયઝાવી : ૪/૧૬૪)

હાફિઝ ઈબ્ને કસીર (રહ.) લખે છે :

''આ આયતમાં અલ્લાહ તઆલા પોતાના રસૂલ (સલ.)ને આ વાતનો હુકમ ફરમાવી રહ્યો છે કે આપ તમામ મુસ્લિમ સ્ત્રીઓને સામાન્યરૂપે અને પુનિત પત્નીઓ તથા પોતાની દીકરીઓને એમના ખુસૂસી શર્ફ (મહાનતા અને ગૌરવ)ને કારણે વિશેષરૂપે આ વાતનો હુકમ આપી દો કે જ્યારે તેઓ ઘરની બહાર નીકળે તો ચાદરોથી ઘૂંઘટ તાણીને બહાર નીકળે. આ રીતે તેઓ જહાલતયુગની મહિલાઓ અને બાંદીઓથી બિલકુલ અલગ તરી આવશે.''

(તફસીર ઈબ્ને કસીર)

અલ્લામહ સિયૂતી (રહ.) આ આયતની તફસીરમાં લખે છે :

''આ આયત તમામ મુસલમાન અવરતોના હકમાં પરદાને સાબિત કરે છે, જેથી પરદામાં અવરત માટે માથા અને ચહેરાને છુપાવવું લાઝિમ કે અનિવાર્ય છે.'' (અવ્નુલ મઅબૂદ : ૧૧/૧૫૮)

''જામિઉલ બયાન''ના કર્તા લખે છે :

''જિલબાબ તે ચાદરને કહેવામાં આવે છે, જે દુપટ્ટાની ઉપર ઓઢવામાં આવે છે અને ઉપરથી નીચે સુધી અવરતને સંપૂર્ણપણે ઢાંકી દે છે, જેથી મુસલમાન અવરતો માટે જરૂરી છે કે ચાદરથી ઘૂંઘટ તાણી લે અને એનાથી પૂરા બદન અને ચહેરાને છુપાવે.'' (અબ્દુલ મઅબૂદ)

અલ્લામહ અબૂ હય્યાન (રહ.) લખે છે :

''પરદાના હુકમમાં અવરતનું આખું બદન દાખલ છે અને ''અલયહિન્ન''થી મુરાદ આ છે કે તેઓ પોતાના ચહેરાઓ પર ચાદર લટકાવી લે, કારણ કે જહાલતકાળમાં અવરતો પોતાના ચહેરાઓને જ ખુલ્લા રાખતી હતી.''
(અલ બહરુલ મુહીત : ૭/૨૫૦)

અલ્લામહ વધુમાં લખે છે :

''અસલમાં પરદો કરવાથી સ્ત્રીઓને આ ફાયદો થાય છે કે તેઓ સાફ રીતે ઓળખી લેવાય છે કે આ શરીફ અને પાકદામન સ્ત્રીઓ છે, જેથી દુષ્ટ લોકો તેમનાથી છેડછાડ કરતા નથી અને તેમણે કોઈ પણ પ્રકારના વિકટ અને અણગમતા સંજોગોનો સામનો પણ કરવો પડતો નથી, કારણ કે જે સ્ત્રી ઢંકાયેલી, લપેટાયેલી અને વીંટળાયેલી બહાર નીકળે છે તો કોઈ તેની તરફ આંખ ઉઠાવવાની હિંમત કરતું નથી. એથી ઊલટું, જે સ્ત્રી સજીધજીને પરદા વગર બહાર નીકળે છે તો લંપટ, દુષ્ટ અને વાંકી પ્રકૃતિનાં માણસો તેનાથી મોટી મોટી અપેક્ષાઓ સાંકળી લેતા હોય છે.'' (અલ બહરુલ મુહીત)

ઈમામ કુર્તુબી (રહ.)લખે છે :

''જહાલતયુગમાં આરબ સ્ત્રીઓ હલકટ ચાલ ચલગતથી ટેવાયેલી હતી અને બાંદીઓ (નોકરડીઓ)ની જેમ ઉઘાડા ચહેરે ફર્યા કરતી હતી. આ ચીજ પુરુષોની નજરને પોતાની તરફ ખેંચતી હતી, અને તેમની માનસિક લંપટાઈનું નિમિત્ત બનતી હતી, એ કારણે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ (સલ.)ને આ આયતમાં હુકમ ફરમાવ્યો કે આપ મુસલમાન અવરતોને કહી દો કે જ્યારે તેઓ પોતાની જરૂરતો માટે ઘરોની બહાર નીકળે તો ચહેરાઓ પર ઘૂંઘટ નાખી લે.'' (તફસીરે કુર્તુબી : ૧૪/૨૪૩)

અલ્લામહ ઈબ્ને જવઝી (રહ.) લખે છે :

''ઈમામ ઈબ્ને કુતયબહ (રહ.)ના કથન અનુસાર આ આયતનો ભાવાર્થ આ છે કે મુસલમાન સ્ત્રીઓ મોટી મોટી ચાદરો ઓઢયા કરે. બીજા ઉલમાનું કહેવું છે કે સ્ત્રીઓ ચાદરો એવી રીતે ઓઢે કે તેમનાં માથાં અને મુખડાં છુપાઈ જાય, જેથી જોવાવાળાઓને માલૂમ પડી જાય કે તે આઝાદ અને શરીફ સ્ત્રીઓ છે.'' (ઝાદુલ મસીર : ૬/૪૨૨)

ઈમામ અબુસ્સઊદ (રહ.) લખે છે :

''આયતનો મતલબ આ છે કે મુસલમાન સ્ત્રીઓ જ્યારે જરૂરતો માટે ઘરની બહાર નીકળે તો પોતાની ચાદરો દ્વારા પોતાનાં શરીર અને ચહેરાઓને છુપાવી લે.'' (તફસીરે અબુસ્સઊદ : ૭/૧૧૫)

ઈમામ નસફી (રહ.) લખે છે :

''ઈમામ મુબર્રદ (રહ.)એ ''યુદ્ની–ન અલયહિન્ન''નો આ મતલબ બતાવ્યો છે કે સ્ત્રીઓ ઘૂંઘટ તાણી લે અને પોતાની ચાદરો દ્વારા પોતાના ચહેરાઓ તથા બદનોને છુપાવી લે, કારણ કે અરબી મુહાવરો યા ઉક્તિ છે કે જ્યારે સ્ત્રીના મુખ પરથી ઘૂંઘટ હટી જાય છે તો કહેવામાં આવે છે કે : અદની સવ્બકિ અલા વજ્હિક (પોતાના ચહેરાને ચાદરથી છુપાવી લો).

આયતમાં ''મિન'' શબ્દ અલ્પતા બતાવવા માટે છે, અર્થાત્ ચાદરના થોડાક ભાગથી પોતાના બદનને ઢાંકે અને થોડાક ભાગથી પોતાના ચહેરાને ઢાંકે, જેથી બાંદીયોથી અલગ તરી આવે.

સારાંશ કે આયતમાં મુસલમાન અવરતોને માથાં અને ચહેરાઓને ઢાંકવાનો હુકમ આપવામાં આવ્યો છે, જેથી કોઈ દુષ્ટ અને લફંગો માણસ એમનાથી કોઈ ગલત અપેક્ષા ન રાખે.'' (મદારિકુત્તન્ઝીલ : ૪/૧૮૨)

અલ્લામહ જમલ (રહ.) લખે છે :

''આયતનો મતલબ આ છે કે અવરતો પોતાનાં ચહેરાઓ અને બદનને છુપાવે, જેથી તેઓ બાંદીઓ અને ગાનારીઓથી અલગ પડી જાય.''

(તફસીરે આયાતુલ અહકામ : ૬/૩૭૪)

આ તાં અમુક મશહૂર તફસીરકારોના મંતવ્યો ટાંકવામાં આવ્યાં છે, નહિતર ચૌદ સો વર્ષથી લગભગ તમામ મુફસ્સિરો આ આયતની તફસીરમાં ચહેરો છુપાવવાનો હુકમ નકલ કરતા ચાલ્યા આવ્યા છે. ઉપરાંત, આ નુકતો (ગૂઢ વાત) પણ મનનીય છે કે

ઉપરોક્ત તફસીરકારોમાં ચારેવ ફિકહના અનુયાયીઓ શામેલ છે. જેમ કે, તમામ મુફસ્સિરો, ચાહે તે હનફી હોય કે શાફિઈ, હંબલી હોય કે માલિકી, બધાં જ નિર્વિવાદપણે પરદામાં ચહેરાને છુપાવવાને જરૂર શામેલ કરે છે.

આ કેવળ એક સૈદ્ધાંતિક બાબત નથી; બલકે અહાદીસ અને રિવાયાતથી સ્પષ્ટ થાય છે કે આ આયતના ઊતરાણ પછી પુનિત પત્નીઓ અને સઘળી મુસલમાન સ્ત્રીઓએ એના પર અમલ કરવા માટે કોઈ પ્રકારના ખચકાટ અને વિલંબ વિના પહેલ કરી અને એ પછી તરત જ જિલબાબ અને પરદાનો રિવાજ મુસ્લિમ સમાજમાં ફેલાઈ ગયો, બલકે આ બાબતમાં મુસ્લિમ સ્ત્રીઓએ આજ્ઞાપાલન અને તાબેદારીનો જે દાખલો બેસાડયો છે, તે દૃષ્ટાંતરૂપ છે. જેમ કે, ઈમામ અબ્દુર્રઝ્ઝાક (રહ.) હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત કરે છે કે :

> ''કુર્આને કરીમની આયત 'યુદ્‌ની–ન અલયૂહિન્ન મિન જલાબીબિહિન્ન' ઊતર્યા પછી અન્સારની અવરતો પોતાના મકાનોમાંથી એટલી શાંતિ, ગંભીરતા અને ધીમેથી નીકળતી હતી, જાણે એમના માથે પક્ષીઓ બેઠાં છે (જે મામૂલી આહટ અને જરા જોરથી કદમ મૂકવાથી ઊડી જશે) અને નીકળતી વખતે તેઓ પોતાને છુપાવવા માટે મોટી મોટી કાળી ચાદરો ઓઢી લેતી હતી.'' (રૂહુલ મઆની : ૨૨/૮૯)

આ સિલસિલામાં વધુ વિવરણ અમે પ્રસંગ અનુસાર આગળ કરતાં રહીશું. અત્રે આ પણ યાદ રહે કે આજકાલ જે બુરકો પ્રચલિત છે, તે પણ ''જિલબાબ''ના જ કાયમ મુકામ (સ્થાનાપન્ન) છે અને આ જ પ્રચલિત પરદો છે, જે ઈસ્લામના આરંભકાળથી અત્યાર સુધી મુસલમાનોમાં પ્રચલિત રહ્યો છે, જેને વર્તમાનયુગના પશ્ચિમી માનસ ધરાવતા લોકો ખતમ કરવા ચાહે છે. એના માટે કુર્આને મજીદ અને અહાદીસે શરીફહનાં મનસ્વી અર્થઘટન કરે છે. પોતે પણ ગુમરાહ થાય છે અને બીજાઓને પણ ગુમરાહ કરે છે. અલ્લાહ તઆલા આપણ સૌને હિદાયત અતા ફરમાવે અને મુસલમાનોને દરેક પ્રકારના ફિત્નાઓથી સુરક્ષિત ફરમાવે, આમીન !

## નજર નીચી રાખવાનો અને શણગાર છુપાવવાનો હુકમ

ઈસ્લામે સ્ત્રીઓને માત્ર ઘરોમાં રહેવાનો, નામહરમ પુરુષો સાથે આકર્ષક અને કોમળ અવાજમાં વાતો ન કરવાનો અને બુરકો પહેરવાનો જ હુકમ દીધો નથી; બલકે

પ્રત્યેક તે માર્ગ પર બંધ બાંધી દીધો છે, જ્યાંથી બુરા વિચારો ઉદ્દભવવાનો અને વાસ્નાભૂખ ઉત્તેજિત થવાનો ખતરો હોય. જેમ કે, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا مِنْ اَبْصَارِهِمْ وَيَحْفَظُوْا
فُرُوْجَهُمْ ؕ ذٰلِكَ اَزْكٰى لَهُمْ ؕ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ
بِمَا يَصْنَعُوْنَ ۝ وَقُلْ لِّلْمُؤْمِنٰتِ يَغْضُضْنَ مِنْ
اَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوْجَهُنَّ وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ
اِلَّا مَا ظَهَرَ مِنْهَا وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ ۪
وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا لِبُعُوْلَتِهِنَّ اَوْ اٰبَآئِهِنَّ اَوْ
اٰبَآءِ بُعُوْلَتِهِنَّ اَوْ اَبْنَآئِهِنَّ اَوْ اَبْنَآءِ بُعُوْلَتِهِنَّ اَوْ
اِخْوَانِهِنَّ اَوْ بَنِيْٓ اِخْوَانِهِنَّ اَوْ بَنِيْٓ اَخَوٰتِهِنَّ اَوْ
نِسَآئِهِنَّ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُنَّ اَوِ التّٰبِعِيْنَ غَيْرِ
اُولِي الْاِرْبَةِ مِنَ الرِّجَالِ اَوِ الطِّفْلِ الَّذِيْنَ لَمْ
يَظْهَرُوْا عَلٰى عَوْرٰتِ النِّسَآءِ ۪ وَلَا يَضْرِبْنَ بِاَرْجُلِهِنَّ
لِيُعْلَمَ مَا يُخْفِيْنَ مِنْ زِيْنَتِهِنَّ ؕ وَتُوْبُوْٓا اِلَى اللّٰهِ جَمِيْعًا
اَيُّهَ الْمُؤْمِنُوْنَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝

(૪) ''હે નબી સલ. ! આપ મુસલમાન પુરુષોને ફરમાવી દો કે પોતાની નજરો નીચી રાખે (અર્થાત્ જેને જોવું જાઈઝ નથી તેને ન જુએ) અને પોતાની

શર્મગાહો (ગુપ્તાંગો)ની સંભાળ રાખે (અર્થાત્ નાજાઈઝ જગ્યાએ પોતાની કામવાસના પૂરી ન કરે). આ તેમના માટે વધુ પવિત્રતાની વાત છે. બેશક, અલ્લાહ તઆલા તે સર્વ કાંઈ જાણે છે, જેને તેઓ કરતા રહે છે. (એ જ પ્રમાણે) આપ મુસલમાન અવરતોને ફરમાવી દો કે તેઓ (પણ) પોતાની નજરો નીચી રાખે અને પોતાની શર્મગાહોની હિફાઝત કરે અને પોતાના શણગાર (ના અવયવો)ને જાહેર ન કરે (અર્થાત્ માથાથી પગ સુધી આખા બદનને છૂપું રાખે); પરંતુ જે એમાંથી આપોઆપ ખુલ્લાં રહી જતાં હોય અને પોતાની છાતીઓ પર ઓઢણીઓ ઓઢેલી રાખે અને પોતાના શણગાર (ના અવયવો)ને કોઈની સામે જાહેર ન થવા દે; પરંતુ પોતાના પતિઓ અથવા પોતાના પિતાઓ અથવા પોતાના સસરા અથવા પોતાના પુત્રો અથવા પોતાના પતિના પુત્રો અથવા પોતાના ભાઈઓ અથવા પોતાના ભત્રીજાઓ અથવા પોતાના ભાણેજોની સામે અથવા પોતાની પરિચિત સ્ત્રીઓ અથવા પોતાની દાસીઓ અથવા પોતાના હાથ નીચેના તે પુરુષો (ગુલામો) સામે જેમનું શહવત તરફ જરા ય ધ્યાન ન જાય અથવા તે છોકરાઓ સામે જેઓ અવરતોની ગુપ્ત વાતોથી હજી માહિતગાર થયાં ન હોય અને અવરતો પોતાનાં પગ એવી રીતે જમીન પર પછાડીને ન ચાલે કે જેથી તેમના ગુપ્ત શણગાર યા આભૂષણો લોકોને જણાય જાય (અર્થાત્ ઝવેરાતની અવાજ ગેર મહરમના કાન સુધી ન પહોંચે) અને હે મુસલમાનો ! (તમારાથી આજ્ઞાપાલનમાં જે કચાશ રહી જવા પામી હોય તો) તમે સૌ અલ્લાહ તઆલાની સામે તૌબા કરો, જેથી તમે કામિયાબી મેળવો.'' (સૂરએ નૂર : ૩૦–૩૧)

આ આયતમાં વર્ણવાયેલાં અહકામનું વિવરણ અને સ્પષ્ટીકરણ કરતાં પહેલાં આ જાણી લેવું લાભદાયી નીવડશે કે અવરતોના પરદા અને હિજાબ વિષે ઊતરેલી પહેલી આયત તે છે, જે અમે સૌથી પહેલાં વર્ણવી છે અને જે સૂરએ અહઝાબમાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ના નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નિકાહમાં આવવાના સમયે ઊતરી હતી, જેની તારીખ અમુક સજ્જનોએ સન ૩ હિજરી અને અમુકે સન ૫ હિજરી બતાવી છે. ઈમામ ઈબ્ને કસીર અને અલ્લામહ શવકાની (રહ.)એ સન ૫ હિજરીને અગ્રિમતા આપી છે. રૂહુલ મઆનીમાં અલ્લામહ આલૂસી (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે ઝીકઅદહ સન ૫ હિજરીમાં આ નિકાહ થયા છે અને એના પર સૌનો એકમત છે કે પરદા વિષેની પહેલી આયત આ જ પ્રસંગે ઊતરી છે.

સૂરએ નૂરની આ આયતો ''ઈફ્કના બનાવ''ના અવસરે ઊતરી છે, જે ગઝવએ બનિલ મુસ્તલિક યા મુરયસીએ પાછા ફરતી વખતે અસ્તિત્વમાં આવ્યો હતો અને આ ગઝવહ સન ૬ હિજરીમાં થયો છે. આથી સ્પષ્ટ થયું કે સૂરએ નૂરની આ આયતો ઊતરાણની

**(૩) ઝીનતને છુપાવવી :** ઝીનત યા શણગાર કોને કહે છે અને એનાથી શું મુરાદ છે? મવલાના મુહમ્મદ ઈદ્રીસ કાંધલવી (રહ.) આ આયતના વિવરણમાં લખે છે :

''ઝીનતનો અર્થ શોભા અને શણગાર થાય છે. ચાહે તે પેદાઈશી અને કુદરતી હોય. જેમ કે, ચહેરો, બંને હાથ અને હથેળીઓ અથવા કૃત્રિમ અને ઈખ્તિયારી હોય. જેમકે, પોશાક અને ઘરેણાં વગેરે. આ સઘળી વસ્તુઓ જાહેરી ઝીનત અર્થાત્ ''ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા''માં દાખલ છે, જેમને મહરમો સિવાય બીજા કોઈની સામે જાહેર કરવું જાઈઝ નથી. એ મહરમોનું વર્ણન બીજી આયતમાં છે.

......સારાંશ કે આ આયતમાં જે હુકમ છે તે કેવળ સ્ત્રીના અંગો અને શણગારના સ્થળો વિષે હતો કે સ્ત્રી માટે કયા અંગોને ખોલવા અને જાહેર કરવા જાઈઝ છે અને શરીરના કેટલા ભાગને ગુપ્ત રાખવો વાજિબ છે. આ સતરનો મસ્અલહ છે, જે સ્ત્રીની ઝાત વિષે છે. બીજી આયતમાં બીજાઓની સામે તે અંગો અને શણગારના સ્થળોને ખોલવાનો હુકમ બયાન કરે છે કે કોની સામે શણગારને જાહેર કરવો જાઈઝ છે અને કોનાથી પરદો કરવો જરૂરી છે. સ્ત્રીને જેમની સામે આવવાની છૂટ આપવામાં આવી છે, તે બાર છે, જેમની વિગત બીજી આયતમાં બયાન કરવામાં આવી છે.''

(મઆરિફુલ કુર્આન)

આ જ આયતની તફસીરમાં હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) લખે છે :

''વલ યદ્‌રિબ્ન બિખુમુરિહિન્ન અલા જુયૂબિહિન્ન'' અર્થાત્ પોતાની છાતી પર પોતાની ઓઢણીઓનો છેડો લટકાવી લે.'' ''ખુમુર'' ખિમારનું બહુવચન છે. ખિમાર તે કપડાને કહે છે, જેને સ્ત્રી માથે ઓઢે અને જેનાથી ગળું અને છાતી પણ છુપાઈ જાય. ''જુયૂબ'' જૈબનું બહુવચન છે, જેનો અર્થ ''ગરેબાન'' થાય છે. પ્રાચીન યુગથી ગરેબાન છાતી પર હોવાનો જ મામૂલ છે, એ કારણે જુયૂબના છુપાવવાથી છાતીને છુપાવવું મુરાદ છે. આયતની શરૂઆતમાં શણગારને જાહેર કરવાની મનાઈ હતી. આ વાકયમાં શણગારને છુપાવવાની તાકીદ અને એની એક શકલ–સૂરતનું વર્ણન છે, જેનો મૂળ હેતુ જહાલતયુગની એક રસમને નાબૂદ કરવાનો છે. જહાલતકાળમાં સ્ત્રીઓ ઓઢણી માથે નાખીને તેનાં બંને છેડા પીઠ પર લટકતા છોડી મૂકતી હતી, જેના કારણે ગરેબાન, ગળું, છાતી અને કાન ઉઘાડાં રહેતાં હતાં. એ કારણે મુસલમાન સ્ત્રીઓને હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ આવું ન કરે, બલકે ઓઢણીનાં બંને છેડા એકબીજા પર નાખી લે, જેથી આ બધાં અવયવો છુપાઈ જાય.''★

★*અહિંયા ઓઢણીથી બારીક ઓઢણી કે દુપટ્ટો મુરાદ નથી. જેમ કે, આપણા સમાજમાં આજકાલ પ્રચલિત છે; બલકે ઓઢણી જાડા કપડાની હોવી જોઈએ, જેનાથી અંગો સારી રીતે છુપાઈ શકે. આગળ એનું વિગતે વર્ણન થશે.*

આગળ બીજો અપવાદ તે પુરુષોનો વર્ણવાયો છે, જેમનાથી બે કારણોસર શરઈ દ્રષ્ટિએ પરદો નથી. પ્રથમ તો જે પુરુષોનો અપવાદ કરાયો છે, તેમનાથી કોઈ ફિત્ના–ફસાદનો ભય નથી. આ તે મહરમો છે, જેમની તબિયતોને અલ્લાહ તઆલાએ કુદરતી અને જન્મજાત રીતે એવી બનાવી છે કે તેઓ આ સ્ત્રીઓના શિયળ (ઈસ્મત)ના સુરક્ષક હોય છે. તેમનાથી ખૂદ કોઈ ફિત્નાનો ભય નથી. બીજું, દરેક સમયે એક સ્થળે રહેવાની જરૂરત પણ સહૂલત પેદા કરવાનો તકાદો કરે છે.

આ પણ યાદ રાખવું જરૂરી છે કે પતિ સિવાય બીજા મહરમોનો જે અપવાદ કરાયો છે તે પરદાના અહકામ અને પરદાનો અપવાદ છે, સ્ત્રીના સતરનો અપવાદ નથી. સ્ત્રીનું જે બદન સતરમાં દાખલ છે,જેને ખોલવું નમાઝમાં જાઈઝ નથી, એને જોવું મહરમો માટે પણ જાઈઝ નથી.

આ આયતમાં આઠ પ્રકારના મહરમ પુરુષોનો અને ચાર બીજા પ્રકારનો પરદાથી અપવાદ કરાયો છે અને સૂરએ અહઝાબની આયત જે આ આયતથી પહેલાં ઊતરી છે, એમાં માત્ર સાત પ્રકારનો ઉલ્લેખ છે. પાંચનો ઉમેરો સૂરએ નૂરની આયતમાં કરાયો છે, જે એના પછી ઊતરી છે.

અત્રે આ વાત પણ યાદ રહે કે આ સ્થળે મહરમ શબ્દ આમ અર્થમાં પ્રયોગાયો છે, જે શવહરને પણ શામેલ છે. ફુકહાએ કિરામની પરિભાષામાં મહરમની જે ખાસ તફસીર છે કે જેનાથી કદાપિ નિકાહ જાઈઝ ન હોય, તે અહિંયા મુરાદ નથી. સૂરએ નૂરની ઉપરોક્ત આયતમાં વર્ણવાયેલા બાર અપવાદોનું વિવરણ આ પ્રમાણે છે :

સૌ પ્રથમ પતિ છે, જેનાથી પત્નીના કોઈ અવયવનો પરદો નથી. ભલે, મખ્સૂસ અવયવોને જરૂરત વગર જોવું ઉચિત નથી. હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું : **"મા રઆ મિન્ની વલા રઅયતુ મિન્હૂ :** અર્થાત્ આપ (સલ.)એ મારા ખાસ અવયવને જોયો નથી અને મેં પણ આપના ખાસ અવયવને જોયો નથી."

બીજો અપવાદ : બાપ છે, જેમાં દાદા–પરદાદા સૌ દાખલ છે.

ત્રીજો અપવાદ : શવહરના બાપ છે. એમાં પણ દાદા–પરદાદા સૌ દાખલ છે.

ચોથો અપવાદ : પોતાના પુત્રો જે પોતાની અવલાદમાં છે.

પાંચમો અપવાદ : પતિના પુત્રો જે કોઈ બીજી પત્નીથી હોય.

છઠ્ઠો અપવાદ : પોતાના ભાઈ, એમાં હકીકી ભાઈ પણ દાખલ છે અને બાપ શરીક (અલ્લાતી) અને માં શરીક (અખ્યાફી) પણ; પરંતુ મામા, માસી યા કાકા, મોટા

અને ફોઈના પુત્રો, જેમને લોકભાષામાં ભાઈ કહેવામાં આવે છે, તે એમાં દાખલ નથી. તેઓ ગેર મહરમ છે.

સાતમો અપવાદ : ભાઈઓના પુત્રો. અહિંયા માત્ર હકીકી યા અલ્લાતી યા અખ્યાફી ભાઈના પુત્રો મુરાદ છે, બીજા ઉર્ફી (પ્રચલિત થઈ ગયેલા) ભાઈઓના પુત્રો શામેલ નથી.

આઠમો અપવાદ : બહેનોના પુત્રો. એમાં પણ બહેનોથી હકીકી અને અલ્લાતી તથા અખ્યાફી બહેનો મુરાદ છે. મોળાઈ અને પિત્રાઈ બહેનો શામેલ નથી. આ આઠ પ્રકાર તો મહરમોના છે.

નવમો પ્રકાર : "અવ નિસાઉહુન્ન" અર્થાત્ પોતાની અવરતો, જેમનાથી મુસલમાન અવરતો મુરાદ છે કે એમની સામે પણ તે સઘળાં અવયવો ખોલવા જાઈઝ છે, જે પોતાના બાપ–બેટાઓની સામે ખોલી શકાય છે. અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે આ અપવાદ પરદાના અહકામથી છે, સતરના અહકામથી નથી, કારણ કે જે અવયવો એક અવરત પોતાના મહરમ પુરુષોની સામે ખોલી શકતી નથી, તેમનું ખોલવું કોઈ મુસલમાન અવરતની સામે પણ જાઈઝ નથી. ઈલાજ, ઉપચાર અને સારવાર વગેરેની જરૂરતો અપવાદરૂપ છે.

"નિસાઉહુન્ન" (પોતાની અવરતો) મુસલમાન અવરતોના બંધનથી આ સ્પષ્ટ થયું કે કાફિર–મુશરિક અવરતોથી પણ પરદો વાજિબ છે. તે ગેર મહરમ પુરુષોના હુકમમાં છે. ઈબ્ને કસીર (રહ.)એ હઝરત મુજાહિદ (રહ.)થી આ આયતની તફસીરમાં નકલ કર્યું છે કે આથી ફલિત થયું કે મુસલમાન અવરત માટે જાઈઝ નથી કે કોઈ બિન મુસ્લિમ અવરતની સામે પોતાના અવયવો ખોલે, પરંતુ સહીહ અહાદીસમાં એવી રિવાયતો મવજૂદ છે, જેમાં કાફિર સ્ત્રીઓનું અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નીઓ) પાસે જવાનું સાબિત છે. એ કારણે આ મસ્અલામાં મુજતહિદ ઈમામોનો મતભેદ પ્રવર્તે છે. અમુકે કાફિર સ્ત્રીઓને ગેર મહરમ પુરુષો સમાન ઠેરવી છે અને અમુકે આ સંદર્ભમાં મુસલમાન અને કાફિર બંને પ્રકારની સ્ત્રીઓનો એક જ હુકમ રાખ્યો છે કે એમનાથી પરદો નથી. ઈમામ રાઝી (રહ.)એ ફરમાવ્યું છે :

> ''મૂળ વાત આ છે કે "નિસાઉહુન્ન" શબ્દમાં તો મુસ્લિમ અને કાફિર બધી જ સ્ત્રીઓ દાખલ છે અને સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો)થી કાફિર સ્ત્રીઓથી પરદો કરવાની જે રિવાયતો નકલ થઈ છે, તે ઈસ્તિહબાબ (ઔચિત્ય) પર આધારિત છે.''

''રૂહુલ મઆની''માં અલ્લામહ આલૂસી (રહ.)એ આ જ કથન સ્વીકારીને ફરમાવ્યું છે :

''આ જ કથન આજકાલ લોકોની હાલતને અનુરૂપ છે, કારણ કે વર્તમાન યુગમાં મુસલમાન સ્ત્રીઓનો કાફિર સ્ત્રીઓથી પરદો લગભગ અશકય થઈ ગયો છે.''

દસમો પ્રકાર : **"અવ મા મલકત્ અયમાનુહુન્ન"** છે, અર્થાત્ તે જેઓ આ સ્ત્રીઓના ગુલામ હોય. આ શબ્દો સામાન્યતઃ ગુલામો અને લોંડીઓ બેઉને આવરી લે છે, પરંતુ અધિકતર ફુકહાએ કિરામના મતે એનાથી માત્ર લોંડીઓ મુરાદ છે, ગુલામ પુરુષો એમાં દાખલ નથી, એમનાથી આમ મહરમોની જેમ પરદો વાજિબ છે. હઝરત સઈદ ઈબ્ને મુસય્યિબ (રહ.)એ પોતાના અંતિમ કથનમાં ફરમાવ્યું :

''તમે લોકો સૂરએ નૂરની આ આયતથી ધોકામાં ન પડી જાઓ કે **"અવ મા મલકત્ અયમાનુહુન્ન"**ના શબ્દો આમ છે અને પુરુષ ગુલામોને પણ શામેલ છે (પરંતુ વાસ્તવિકતા આવી નથી). આ આયત માત્ર સ્ત્રીઓ (લોંડીઓ) વિષે છે, પુરુષ ગુલામો એમાં દાખલ નથી.''

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.), હઝરત હસન બસરી ઈબ્ને સીરીન (રહ.)એ ફરમાવ્યું કે ગુલામ પુરુષ માટે પોતાની આકા–માલિક અવરતના વાળ જોવા જાઈઝ નથી. (રૂહુલ મઆની)

હવે રહ્યો આ પ્રશ્ન કે જ્યારે **"અવ મા મલકત્ અયમાનુહુન્ન"** શબ્દથી માત્ર અવરત લોંડીઓ જ મુરાદ છે તો એ આથી પહેલાં **"નિસાઉહુન્ન"** શબ્દમાં દાખલ છે જ, એમને અલગ બયાન કરવાની શી જરૂર હતી ? એનો જવાબ જસ્સાસ (રહ.)એ આ દીધો છે કે **"નિસાઉહુન્ન"** શબ્દ જાહેરી રીતે કેવળ મુસલમાન સ્ત્રીઓ માટે છે અને ગુલામ લોંડીઓમાં જો કાફિર પણ હોય તો એમનો અપવાદ કરવા માટે આ શબ્દ અલગ લાવવામાં આવ્યો છે.

અગિયારમો પ્રકાર : **"અવિત્તાબિઈ–ન ગયરિ ઊલિલ ઈર્બતિ મિનર્રિજાલ"** [પોતાના શણગારના અવયવોને જાહેર ન થવા દે, પરંતુ.... પોતાના હાથ નીચેના તે ગુલામ પુરુષો સામે, જેમનું શહવત તરફ જરાય ધ્યાન ન જાય.] હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે એનાથી તે ગાફિલ અને બદહવાસ પ્રકારના લોકો મુરાદ છે, જેમને સ્ત્રીઓ તરફ કોઈ રગબત, દિલચસ્પી અને રુચિ જ ન હોય. (ઈબ્ને કસીર) અને આ જ કથન ઈબ્ને જરીર (રહ.)એ અબૂ અબ્દિલ્લાહ, ઈબ્ને જુબૈર ઈબ્ને અતિય્યહ (રહિમહુમુલ્લાહ)થી નકલ કર્યું છે. એ કારણે એનાથી તે પુરુષો મુરાદ છે, જે સ્ત્રીઓ તરફ ન કોઈ રગબત અને શહવત ધરાવતા હોય અને ન તો એમના ગુણો, સૌંદર્ય અને હાલાતથી કોઈ રસ દાખવતા હોય કે બીજાઓની સામે બયાન કરી દે. અલબત્ત, હીજડા (નપુંસક) લોકોથી પરદો વાજિબ છે, કારણ કે તેઓ સ્ત્રીઓના

વિશિષ્ટ ગુણોથી સંબંધ ધરાવે છે. હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)ની હદીસમાં છે કે એક હીજડો અઝવાજે મુતહ્હરાતની પાસે આવ્યા કરતો હતો અને ઉમ્મહાતુલ મુઅમિનીન (પુનિત પત્નીઓ) તેને આ આયતમાં વર્ણવાયેલ "ગયરિ ઊલિલ ઈર્બતિ મિનર્રિજાલ"માં દાખલ સમજીને તેની સામે આવી જતાં હતાં. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યારે એને નિહાળ્યો અને એની વાતો સાંભળી તો ઘરમાં દાખલ થવાની એને મનાઈ કરી દીધી. (રૂહુલ મઆની) આ જ કારણે ઈબ્ને હજર મક્કી (રહ.)એ ''શર્હે મિન્હાજ''માં ફરમાવ્યું છે કે :

> ''પુરુષ ભલે નામર્દ–નપુંસક અથવા મજબુબ (જેનું શિશ્ન કપાઈ ગયું હોય) અથવા અત્યંત ઘરડો હોય, તે આ "ગયરિ ઊલિલ ઈર્બતિ....."ના શબ્દમાં દાખલ નથી, એ સૌથી પરદો કરવો વાજિબ છે.''

આ આયતમા "ગયરિ ઊલિલ ઈર્બતિ"ની સાથે "અવિત્તાબિઈ –ન"નો જે શબ્દ પ્રયોગાયો છે, એનાથી મુરાદ આ છે કે એવા ગાફિલ–બદહવાસ લોકો જે તુફૈલી બનીને ખાવા–પીવા માટે ઘરોમાં ચાલ્યા જાય, તેમનો અપવાદ છે. એનો ઉલ્લેખ માત્ર આ કારણે કરાયો છે કે તે સમયે આવા ગાફિલ પ્રકારના અમુક લોકો એવા જ હતા, જે તુફૈલી બનીને ખાવા–પીવા માટે ઘરોમાં ચાલ્યા જતા હતા. હુકમનો મૂળ આધાર એમના ગાફિલ અને બદહવાસ હોવા પર છે, તાબેદાર અને તુફૈલી હોવા પર નથી. (અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

બારમો પ્રકાર : "અવિત્તિફલિલ્લઝી–ન" એનાથી મુરાદ તે નાબાલિગ બાળકો છે, જે હજી બુલૂગ (પુખ્તતા)ના નજીક પણ પહોંચ્યા ન હોય અને સ્ત્રીઓના મખ્સૂસ હાલાત, વિશેષતાઓ અને ચેષ્ટાઓથી તદન અજાણ હોય. જે છોકરો આ બાબતોથી દિલચસ્પી ધરાવતો હોય તે "મુરાહિક" છે. અર્થાત્ બુલૂગની સમીપ પહોંચી ગયો છે. (ઈબ્ને કસીર)

ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું :

> ''અહિંયા 'તિફ્લ'થી મુરાદ તે બાળકો છે, જે મખ્સૂસ બાબતોની દ્રષ્ટિએ સ્ત્રીઓ અને પુરુષોમાં કોઈ તફાવત ન કરતા હોય.''

**(૪) અવાજને છુપાવવો** : નજર નીચી રાખવી, શર્મગાહોની હિફાઝત, ઝીનતને ગુપ્ત રાખવી અને મહરમોના વર્ણન પછી ચોથો મહત્ત્વંત મસ્અલહ જે અહિંયા બયાન કરાયો છે, તે અવરતોની અવાજનો મસ્અલહ છે. જેમ કે, અવરતોને હુકમ આપવામાં આવ્યો છે કે તે ચાલતી વખતે પોતાના પગ જમીન પર એટલા જોરથી ન મૂકે, જેનાથી ઘરેણાંની અવાજ નીકળે અને એમની ગુપ્ત શોભા પુરુષોની સામે જાહેર થઈ જાય.

આયતની શરૂઆતમાં સ્ત્રીઓને પોતાની ઝીનત યા શણગાર પરાયા પુરુષોની સામે જાહેર કરવાની મનાઈ ફરમાવી હતી. અંતમાં એની વધુ તાકીદ છે કે ઝીનતના અંગો—માથું અને છાતી વગેરેને છુપાવવું તો વાજિબ હતું જ, પોતાની ગુપ્ત ઝીનત કે શણગારને કોઈ પણ રીતે જાહેર કરવું પણ જાઈઝ નથી. ઘરેણાંમાં એવી કોઈ વસ્તુ નાખવામાં આવે, જેનાથી તે ખણખણવા માંડે અથવા એક આભૂષણ બીજા આભૂષણથી ટકરાઈને ખણખણવા માંડે અથવા પગ જમીન પર એવી રીતે અફાળે, જેનાથી ઘરેણાની અવાજ નીકળે અને પરપુરુષ સાંભળે—આ સઘળી ચીઝો આ આયતની દ્રષ્ટિએ નાજાઈઝ છે. એ જ કારણે ઘણાં ફુકહાએ કિરામે ફરમાવ્યું છે કે જ્યારે ઘરેણાંની અવાજ ગેર મહરમને સંભળાવવાનું આ આયતથી નાજાઈઝ સાબિત થયું તો ખૂદ સ્ત્રીની અવાજ સંભળાવવાનું એનાથી પણ વધુ કડક અને શ્રેષ્ઠ રીતે નાજાઈઝ લેખાશે. આ કારણે સ્ત્રીની અવાજને પણ આ સજ્જનોએ સતરમાં દાખલ કરી છે. આથી જ ''નવાઝિલ''માં ફરમાવ્યું છે :

> ''શક્ય હોય ત્યાં સુધી સ્ત્રીઓએ કુર્આનની તાલીમ પણ સ્ત્રીઓ પાસે જ લેવી જોઈએ, પુરુષો પાસે તાલીમ લેવી મજબૂરીની હાલતમાં જાઈઝ છે.''

સહીહ બુખારી અને મુસ્લિમની હદીસમાં છે કે નમાઝમાં જો કોઈ સામેથી પસાર થવા માંડે તો પુરુષે બુલંદ અવાજે સુબ્હાનલ્લાહ કહીને પસાર થનારને સાવચેત કરી દેવો જોઈએ, પરંતુ સ્ત્રી અવાજ ન કાઢે, બલકે પોતાની એક હથેળીની પીઠ પર બીજો હાથ મારીને તેને સાવચેત કરી દે.

હવે અહિંયા એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે : શું અવરતની અવાજ ખૂદ સતરમાં દાખલ છે અને ગેર મહરમને અવાજ સંભળાવવી જાઈઝ છે ? આ વિષે ઈમામોનો મતભેદ છે. ઈમામ શાફિઈ (રહ.)ની કિતાબોમાં અવરતની અવાજનો સતરમાં સમાવેશ કરાયો નથી. હનફી લોકોના પણ વિવિધ મંતવ્યો છે. ઈબ્ને હુમામ (રહ.)એ ''નવાઝિલ''ની રિવાયતના આધારે અવરતની અવાજને સતરમાં દાખલ કરી છે. આ જ કારણે હનફિય્યહના મતે અવરતની અઝાન મકરૂહ છે; પરંતુ હદીસથી સાબિત છે કે અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નીઓ) હિજાબ યા પરદાનો હુકમ ઊતર્યા પછી પણ પરદા પાછળથી ગેર મહરમ સાથે વાત કરતાં હતાં. આ ચર્ચાથી પસંદિત અને ખરી વાત આ ફલિત થાય છે કે જે પ્રસંગે અને જે સ્થળે અવરતની અવાજથી ફિત્નો ઉત્પન્ન થવાનો ભય હોય, ત્યાં મનાઈ છે અને જ્યાં આ ભય ન હોય ત્યાં જાઈઝ છે. (જસ્સાસ) અને સાવચેતી એમાં જ છે કે જરૂરત વિના અવરતો પરદા પાછળથી પણ ગેર મહરમ સાથે વાતચીત ન કરે.

ઈમામ જસ્સાસ (રહ.)એ આ આયતની તફસીરમાં આ પણ લખ્યું છે કે :

"જ્યારે ઘરેણાંની અવાજ સુદ્ધાંને કુર્આન મજીદે ઝીનત અને શણગારના ઈઝહારમાં દાખલ ઠરાવીને નિષિદ્ધ (મમ્નૂઅ) કરી છે તો સુશોભિત અને ભપકાદાર રંગોના બુર્કા પહેરીને બહાર નીકળવું ઉત્તમ રીતે નિષિદ્ધ લેખાશે."

"તૂબૂ ઈલલ્લાહિ જમીઅન્ અય્યુહલ મુઅમિનૂન" [અર્થાત્ તમે સૌ મુઅમિન બંદાઓ ! અલ્લાહ તઆલાની સામે તૌબા કરો.] આ આયતમાં પ્રથમ પુરુષોને નજર નીચી રાખવાનો હુકમ, પછી સ્ત્રીઓને આવો જ હુકમ, પછી સ્ત્રીઓને ગેર મહરમોથી પરદો કરવાનો હુકમ અલગ અલગ રીતે દીધા પછી આ વાકયમાં સૌ પુરુષો અને સ્ત્રીઓને શામેલ કરીને આ માર્ગદર્શન અપાયું છે કે મનેચ્છા યા નફસાની શહવતની બાબત ઘણી વિકટ અને બારીક છે, બીજાઓને તેની માહિતી અને જાણકારી સાંપડવી મુશ્કેલ છે; પરંતુ અલ્લાહ તઆલાની સામે દરેક છુપાયેલું અને ઉઘાડું સમાન રીતે જાહેર છે. એ કારણે જો કોઈનાથી ઉપરોક્ત અહકામમાં કોઈ સમયે કશી કોતાહી કે કચાશ રહી જવા પામી હોય તો તેના માટે જરૂરી છે કે તેની સામે તૌબા કરે, થઈ ગયેલી ઊણપો પર પસ્તાવાની સાથે અલ્લાહ તઆલાથી મગફિરત માંગે અને ભવિષ્યમાં તેનાથી દૂર રહેવાનો દઢ સંકલ્પ કરે. (મઆરિફુલ કુર્આન : ૬/૩૯૪ મામૂલી ફરક સાથે)

## એક ભ્રામક ગેરસમજ

હકીકત આ છે કે સૂરએ નૂરની ઉપરોકત આયતોમાં જેટલાં અહકામ વર્ણવાયાં છે, તે સૌ ઝિનાના નિરોધાત્મક ઉપાયો છે–ઝિનાની રોકથામ માટેની યુક્તિઓ છે, જે પાકદામની, પવિત્રતા અને શીલતાના રક્ષણમાં તિરયાક (વિષનિવારક ઔષધિ)નો હુકમ ધરાવે છે અને અખ્લાકની સુધારણા તથા અંતરની સફાઈ વિષે બેમિસાલ અને અનુપમ છે. અલબત્ત, જેમની આંખોમાં શહવત અને નફસાનિયતનો પરદો પડેલો છે, તેમને આ અહકામની સુંદરતા દેખાતી નથી.

જેમ કે, પશ્ચિમી સંસ્કૃતિના ચાહકો અને નફસના પૂજારીઓ, જેઓ ઈફ્ફત (પાકદામની અને શીલતા)ના આ કાનૂનમાં છિદ્ર શોધવા ચાહે છે, તેઓ "ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા" [પરંતુ એમાંથી જે અવયવો આપોઆપ ખુલ્લાં રહી જતાં હોય]થી આ સાબિત કરવાનો વેઠ કરે છે કે જવાન સ્ત્રી માટે જાહેર માર્ગે ચહેરો ખુલ્લો રાખીને હરવું–ફરવું જાઈઝ છે, કારણ કે "ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા"ની તફસીરમાં સહાબા અને તાબિઈનની એક જમાઅતે આ વર્ણવ્યું છે કે "મા ઝ–હ–ર મિન્હા"થી મુખ અને બંને હાથ મુરાદ છે. જેઓ આ કહે છે કે કુર્આન અને હદીસમાં આ પ્રમાણે આવ્યું હોવાથી અમે આ શરઈ હુકમ પર અમલ કરીએ છીએ, તે બધું નર્યું ધોંગ–ધતિંગ,

છળકપટ અને ભ્રમ છે. એનો મુખ્ય હેતુ યૂરોપનું અંધ અનુકરણ અને મઝહબથી આઝાદી છે.

હાલાંકે અગાઉ બતાવ્યું તેમ, હકીકત આ છે કે **"ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા"**થી માત્ર એટલું જ બતાવવાનો ઉદ્દેશ્ય છે કે સ્વયં અવરતોને પોતાની ઝાતની હદ સુધી ચહેરો અને હાથ ખુલ્લા રાખવાની ઈજાઝત છે, કારણ કે ઘણી દીની અને દુન્યવી જરૂરતો એમને ખુલ્લા રાખવા પર મજબૂર કરે છે. એ કારણે આ અંગોને ખુલ્લા રાખવામાં વાંધો નથી. આ આયતમાં બીજાઓની સામે મુખ અને હાથોને ખુલ્લા રાખવા જાઈઝ છે કે નાજાઈઝ, એ વિષે કશી ચર્ચા નથી. એનું વર્ણન આગલી આયતમાં આવે છે કે કયા કયા પુરુષો સામે અવરતને પોતાની ઝીનત, શણગાર, મુખ અને હાથોને જાહેર કરવાની છૂટ છે. આ જ **"ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા"**થી અડોઅડ જે આયત આવી રહી છે : **"વલા યુબ્દી–ન ઝીનતહુન્ન ઈલ્લા લિબુઊલતિહિન્ન અવ આબાઈહિન્ન"**–એમાં ભારપૂર્વક આ વાતની સ્પષ્ટતા કરવામાં આવી છે કે મહરમો સિવાય બીજા કોઈની સામે અવરતને ચહેરો ખોલવાની ઈજાઝા નથી.

હવે જો પશ્ચિમી સંસ્કૃતિના આ ચાહકોના મતાનુસાર **"ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા"**થી અવરતોને પુરુષોની સામે ચહેરો ખુલ્લો રાખવાની ઈજાઝત છે તો :

(૧) આગલી આયતમાં આ મહરમો–બાપ, બેટા અને ભાઈ વગેરેનો અપવાદ કરવાની શી જરૂર હતી? કારણ કે જ્યારે અવરતને આમ પુરુષોની સામે ચહેરો ખોલવાની ઈજાઝત મળી ગઈ તો પિતા, પુત્ર અને ભાઈની સામે ચહેરો ખોલવાની ઈજાઝત તો બેહતર અને ઉત્તમ રીતે મળી જશે.

હકીકત આ છે કે પહેલી આયત **"વલા યુબ્દી–ન ઝીનતહુન્ન ઈલ્લા મા ઝ–હ–ર મિન્હા"** [તે સ્ત્રીઓ પોતાના શણગારને જાહેર ન કરે, પરંતુ એમાંથી જે આપોઆપ ખુલ્લાં રહી જતાં હોય]માં સતર છુપાવવાનો મસ્અલહ બયાન થયો છે (હિજાબ અને પરદાનો બયાન થયો નથી) કે સ્વયં અવરતે પોતાની ઝાતની હદ સુધી શણગારના કયા અંગો અને કયા અવયવોને ખુલ્લાં રાખવાં જાઈઝ છે અને કયા અવયવોને છુપાવવા વાજિબ છે અને તે પછીની આયતમાં આ મસ્અલહ બયાન ફરમાવ્યો છે કે અવરતે કોની સામે આવવું જાઈઝ છે. જેમ કે, બતાવી દેવાયું કે મહરમો સિવાય કોઈની સામે ચહેરો ખુલ્લો કરવો બિલકુલ હરામ છે. આ આયતની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે :

''અવરત પોતાની ઝીનત યા શણગાર માત્ર પોતાના ઘરમાં તે લોકોની સામે જાહેર કરી શકે છે, જેમને તેની સામે આવવાની અને ઘરમાં દાખલ થવાની ઈજાઝત છે.''

આથી સાવ સ્પષ્ટ થાય છે કે આયતમાં ઝીનતને જાહેર કરવાથી પોતાના ઘરમાં, પોતાની ઝાતની હદ સુધી ઝીનતનું જાહેર કરવું અને તે લોકોની સામે આવવાનું મુરાદ છે, જેમને તેના ઘરમાં આવવાની ઈજાઝત છે, અર્થાત્ મહરમો.મઆઝલ્લાહ ! જાહેર માર્ગો અને બજારોમાં ઝીનતનું પ્રદર્શન કરવું મુરાદ નથી. આયતનો ભાવાર્થ આ છે કે જે પુરુષોને તેના ઘરમાં આવવાની શરીઅતે ઈજાઝત આપી છે, જેમ કે બાપ, ભાઈ વગેરે તો એમની સામે પોતાની ઝીનત (અર્થાત્ ચહેરો અને હાથ)ને જાહેર કરવામાં અને ખોલવામાં વાંધો નથી. ઈમામ ઈબ્ને જરીર (રહ.) લખે છે :

‘‘મહરમો સિવાય કોઈની સામે અવરતે પોતાની ઝીનત ખોલવી જાઈઝ નથી.’’ (તફસીરે ઈબ્ને જરીર)

હાફિઝ ઈબ્ને કસીર (રહ.) લખે છે :

‘‘આ આયતમાં અલ્લાહ તઆલાએ મહરમોનો ઉલ્લેખ ફરમાવ્યો છે અને બતાવ્યું છે કે અવરતો માટે પોતાની ઝીનત (ચહેરો અને હાથ)ને પોતાના મહરમો સામે ખોલવું તો જાઈઝ છે; પરંતુ શરત આ છે કે મહરમોની સામે પણ આ પ્રમાણે ખોલવા અને જાહેર કરવામાં પોતાના સૌંદર્ય અને રૂપરંગને જાહેર કરવાનો ઉદ્દેશ ન હોય.’’★(તફસીરે ઈબ્ને કસીર : ૩/૨૮૪)

(૨) (પછી જો ‘‘ઈલ્મા મા ઝ–હ–ર મિન્હા’’ દ્વારા ગેર મહરમ પુરુષો સામે જ ચહેરો ખોલવાની ઈજાઝત આપવામાં આવી હતી તો) આથી પહેલી આયતમાં મહિલાઓને નજર નીચી રાખવાનો હુકમ આપવાની શી જરૂર હતી ? જેમ કે, વિશેષરૂપે એમને હુકમ આપવામાં આવ્યો છે : વ કુલ લિલ મુઅમિનાતિ યગ્દુદ્દ્ન મિન અબ્સારિહિન્ન [અને આપ (સલ.) મુઅમિન અવરતોને ફરમાવી દો કે તેઓ પોતાની નજરોને નીચી રાખે].

(૩) જો સામાન્ય રીતે અવરતો માટે ચહેરો ખુલ્લો રાખીને ફરવું જાઈઝ હોત તો પછી કોઈ ઝનાનખાના (અંતઃપુર)માં દાખલ થવા માટે ઈજાઝત લેવાનું ફર્ઝ અને વાજિબ ન હોત. જેમ કે, સૂરએ નૂરમાં સાફ સાફ હુકમ આપવામાં આવ્યો છે :

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تَدْخُلُوا۟ بُيُوتًا غَيْرَ

★ શવહર સિવાય અન્ય મહરમોની સામે આવવા માટે પણ આ શરત છે કે ફિત્નાનો ભય ન હોય. જો ફિત્નાનો ભય હોય તો પછી મહરમ પુરુષોની સામે આવવું પણ નાજાઈઝ થઈ જશે. પતિ તલાક દીધા પછી અજનબી (પરાયા) પુરુષના હુકમમાં આવી જાય છે. શહવત સાથે, વાસનાપૂર્વક મહરમ તરફ નજર કરવી પણ હરામ છે, અહિંયા સુધી કે માં–બેટી તરફ પણ શહવતથી જોવું હરામ છે.

بُيُوْتِكُمْ حَتّٰى تَسْتَاْنِسُوْا

[હે ઈમાનવાળાઓ ! પોતાના ઘરો સિવાય બીજાઓના ઘરોમાં દાખલ ન થાવ, જ્યાં સુધી કે તે ઘરવાળાઓની રજા ન મેળવી લો].

(૪) વળી, કુર્આને કરીમમાં અવરતો વિષે આ હુકમ આવ્યો છે : "વ કર્ન ફી બુયૂતિકુન્ન વલા તબર્રુજ્ન તબર્રુજલ્ જાહિલિય્યતિલ ઊલા" [અર્થાત્ હે નબી (સલ.)ની પત્નીઓ ! પોતાના ઘરોમાં ટકીને રહો અને અગાઉના જહાલતકાળની જેમ પોતાના શણગારનું પ્રદર્શન ન કરો]. જો સ્ત્રીઓને ઉઘાડા ચહેરે ફરવાની ઈજાઝત હોત તો પછી આ હુકમની શી જરૂર હતી ?

(૫) કુર્આને કરીમમાં આ હુકમ પણ આવ્યો છે :

وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَسْـَٔلُوْهُنَّ مِنْ وَّرَآءِ حِجَابٍ ؕ ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ وَقُلُوْبِهِنَّ ؕ

[ અર્થ : અને જ્યારે તમે નબી (સલ.)ની પત્નીઓથી કોઈ જરૂરતની ચીઝ માંગો તો પરદા પાછળ ઊભા રહીને માંગો. આ તમારા અને તેમના દિલોની પવિત્રતા માટે વધુ યોગ્ય પદ્ધતિ છે.]

સ્પષ્ટ થયું કે પરદા પાછળથી માંગવું બંને પક્ષ માટે દિલની પવિત્રતા અને શુદ્ધતાનું કારણ છે અને ઉઘાડા મુખડે સામે આવીને માંગવું દિલની ગંદકીનું નિમિત્ત છે.

(૬) તદુપરાંત, જો અવરત કોઈ જરૂરતના કારણે કોઈ પરપુરુષ સાથે પરદા પાછળથી વાતચીત કરે તો તેના માટે હુકમ આ છે :

فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِىْ فِىْ قَلْبِهٖ مَرَضٌ وَّقُلْنَ قَوْلًا مَّعْرُوْفًا ۚ

[અર્થ : એમનાથી નરમ શૈલીમાં વાત ન કરો, જેથી જેના દિલમાં શહવતનો રોગ છે, તે તમારી નરમ વાતથી તમારી ઝાતની જ લાલચમાં ન પડી જાય અને સ્પષ્ટ સીધી વાત કરો.]

જો ખુલ્લા ચહેરે કોઈ પરાયા પુરુષની સામે આવવું જાઈઝ હોત તો આ હુકમની શી જરૂર હતી ?

(૭) આ ચર્ચાના અનુસંધાનમાં જ એક હુકમ આ આવ્યો છે :

وَلَا يَضْرِبْنَ بِأَرْجُلِهِنَّ لِيُعْلَمَ مَا يُخْفِينَ مِنْ زِينَتِهِنَّ ۚ

[અર્થ : અને તે સ્ત્રીઓ પોતાના પગ જમીન ઉપર પછાડીને ન ચાલે કે જેથી લોકોને તેમના છૂપાં ઘરેણાંની અવાજ જણાઈ આવે.]

કારણ કે ઘરેણાં વગેરેની અવાજથી પરાયા પુરુષોને એની તરફ રગબત, આકર્ષણ અને રુચિ ઉત્પન્ન થઈ જાય છે, જે ફિત્નાનું કારણ છે. (મઆરિફુલ કુર્આન, મવલાના ઈદ્રીસ કાંધલવી, થોડાક ફેરફાર સાથે)

હવે ઉપરોક્ત સઘળી વાતોને ધ્યાનપૂર્વક વાંચી લીધા પછી બતાવો કે કોઈ બુદ્ધિવાન માણસ આ દાવો કરી શકે છે કે શરીઅત જે જાતીય આઝાદી, નિર્લજ્જતા અને અશ્લીલતાના નાનામાં નાના છિદ્રને પણ બંધ કરવાનો પ્રબંધ કરે છે, તે ચહેરો ખોલવાની ઈજાઝત આપીને બધાં જ હુકમોને એકદમ અભરાઈએ મૂકીને નગ્નતા, નિર્લજ્જતા, અશ્લીલતા અને અંધાધૂંધીનું ફાટક ખોલી દે !

## ઈજાઝત મેળવવાનો હુકમ

ઈસ્લામી શરીઅતે સ્ત્રીઓના પરદાના સંદર્ભમાં એક હુકમ આ દીધો છે કે એક બીજાના ઘરમાં પરવાનગી મેળવ્યા વિના અને કોઈ પ્રકારના સંકોચ વિના ઘૂસી ન જાઓ, કારણ કે આ પ્રમાણેની ચેષ્ટાથી ચાર દીવારીની હિફાઝત બાકી રહી શકતી નથી. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَدْخُلُوا بُيُوتًا غَيْرَ

بُيُوتِكُمْ حَتّٰى تَسْتَاْنِسُوْا وَتُسَلِّمُوْا عَلٰٓى اَهْلِهَا ۭ
ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ۝

(૫) અર્થ : હે ઈમાનવાળાઓ ! પોતાના ઘર સિવાય બીજાના ઘરોમાં દાખલ ન થઈ જાવ, જ્યાં સુધી કે રજા ન મેળવી લો અને ઘરવાળાઓને સલામ ન કરી લો. આ પદ્ધતિ તમારા માટે બેહતર છે, આશા છે કે તમે આને ધ્યાનમાં રાખશો.(સૂ. નૂર :૨૭)

ઘરોમાં દાખલ થવા પહેલાં રજા લેવાનું એક અગત્યનું કારણ આ પણ છે કે જેથી ઘરની સ્ત્રીઓ કોઈ પરપુરુષના આગમન પહેલાં પોતાને સંપૂર્ણ રીતે પરદામાં કરી લે. આ સિલસિલામાં વિસ્તૃત ચર્ચા આગળ આવશે, ઈન્શા અલ્લાહ.

## વૃદ્ધ સ્ત્રીઓનો હુકમ

જે વૃદ્ધ યા ઘરડી સ્ત્રીઓ શહવત અને કામવાસનાને વિદાય આપી ચૂકી છે, તેમના સંદર્ભમાં શરીઅતે થોડીક નરમી દાખવી છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لِيَسْتَاْذِنْكُمُ الَّذِيْنَ مَلَكَتْ
اَيْمَانُكُمْ وَالَّذِيْنَ لَمْ يَبْلُغُوا الْحُلُمَ مِنْكُمْ ثَلٰثَ
مَرّٰتٍ ۭ مِنْ قَبْلِ صَلٰوةِ الْفَجْرِ وَحِيْنَ تَضَعُوْنَ
ثِيَابَكُمْ مِّنَ الظَّهِيْرَةِ وَمِنْۢ بَعْدِ صَلٰوةِ الْعِشَاۗءِ ڜ
ثَلٰثُ عَوْرٰتٍ لَّكُمْ ۭ لَيْسَ عَلَيْكُمْ وَلَا عَلَيْهِمْ

جُنَاحٌ بَعْدَهُنَّ طَوّٰفُوْنَ عَلَيْكُمْ بَعْضُكُمْ عَلٰى بَعْضٍ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝ وَاِذَا بَلَغَ الْاَطْفَالُ مِنْكُمُ الْحُلُمَ فَلْيَسْتَاْذِنُوْا كَمَا اسْتَاْذَنَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ وَالْقَوَاعِدُ مِنَ النِّسَآءِ الّٰتِيْ لَا يَرْجُوْنَ نِكَاحًا فَلَيْسَ عَلَيْهِنَّ جُنَاحٌ اَنْ يَّضَعْنَ ثِيَابَهُنَّ غَيْرَ مُتَبَرِّجٰتٍ بِزِيْنَةٍ وَاَنْ يَّسْتَعْفِفْنَ خَيْرٌ لَّهُنَّ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ۝

(૬) હે ઈમાનવાળાઓ ! (તમારી પાસે આવવા માટે) તમારા ગુલામો અને લોંડીઓએ તથા તમારા પૈકી જે બાળકો હજુ પુખ્ત વયના થયાં નથી, તેમણે ત્રણ સમયે રજા લેવી જોઈએ : (૧) ફજરની નમાઝ પહેલાં (૨) બપોરે જ્યારે તમે (સૂવા માટે) પોતાના (વધારાના) કપડાં ઉતારી મૂકો છો અને (૩) ઈશાની નમાઝ પછી. આ ત્રણ સમય તમારા માટે પરદો કરવાના સમય છે. આ ત્રણ સમય સિવાય (પરવાનગી વગર આવવા દેવામાં) તમારી ઉપર કશો ગુનાહ નથી અને (પરવાનગી વિના ચાલ્યા આવવામાં) તેમની ઉપર (પણ) કશો ગુનાહ નથી, (કારણ કે) તેઓ વારંવાર તમારી પાસે આવતા–જતા રહે છે, કોઈ કોઈની પાસે અને કોઈ કોઈની પાસે. (બસ, દરેક સમયે રજા લેવામાં તકલીફ છે અને આ સમય પરદાના નથી, એ કારણે એમાં પોતાના ગુપ્ત અંગોને છુપાવી રાખવા કોઈ મુશ્કેલ નથી.) આ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમારા માટે પોતાના અહકામ સાફ સાફ બયાન કરે છે અને અલ્લાહ તઆલા જાણનાર તથા હિકમતવાન છે અને જ્યારે તમારામાંના છોકરાઓ પુખ્તવયે પહોંચી જાય તો

તેમણે એવી જ રીતે ઈજાઝત લેવી જોઈએ, જેવી રીતે તેમનાથી આગલા (અર્થાત્ તેમનાથી મોટી ઉંમરના) લોકો ઈજાઝત લેતા આવ્યા છે, આ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમારા માટે પોતાના અહકામ સાફ સાફ બયાન ફરમાવે છે અને અલ્લાહ તઆલા સઘળું જાણનાર (અને) હિકમતવાળો છે અને (એક વાત આ જાણવી જોઈએ કે પરદાના અહકામમાં સખતાઈ ફિત્નાના ભય ઉપર આધારિત છે, જ્યાં સામાન્ય રીતે ફિત્નાનો ભય ન હોય, જેમ કે) અતિ ઘરડી સ્ત્રીઓ જેમને નિકાહની કશી જ આશા ન રહી હોય (અર્થાત્ તે રુચિપાત્ર ન રહી હોય) તો જો તેઓ પોતાની ઉપરના કપડાં (જેનાથી ચહેરો વગેરે છુપાયેલાં રહે છે, તેમને ગેર મહરમની સામે પણ) ઉતારી મૂકે તો તેમના શિરે કશો ગુનાહ નથી, આ શરતે કે તેઓ શણગારનો દેખાવ કરનારી ન હોય અને (ગેર મહરમની સામે ચહેરો ખોલવાની છૂટ હોવા છતાં) જો તેઓ એનાથી પણ બચે તો એ વાત તેમના માટે વધુ બેહતર છે અને અલ્લાહ તઆલા સઘળું સાંભળનાર તથા સઘળું જાણનાર છે.'' (સૂરએ નૂર : ૫૮ થી ૬૦)

આથી પહેલી આયતોમાં હિજાબ અને પરદાના અહકામ વિસ્તારપૂર્વક આવી ચૂકયાં છે અને એમાં બે અપવાદ વર્ણવાયાં છે.

પહેલો અપવાદ : જોવાવાળાના એ'તિબારથી. બીજો અપવાદ : જેને જોવામાં આવે તેના એ'તિબારથી. જોવાવાળાના એ'તિબારથી તો મહરમોનો અને પોતાના તાબા હેઠળની લોંડીઓ તથા નાબાલિગ બાળકોનો અપવાદ કરાયો અને જે ચીઝને નજરથી છુપાવવાનો ઉદ્દેશ હોય, તેના એ'તિબારથી જાહેરી ઝીનત યા શણગારનો અપવાદ કરાયો, જેમાં સર્વાનુમતે ઉપરના કપડાં, બુરકો યા મોટી ચાદર મુરાદ છે.

આ આયતમાં એક ત્રીજો અપવાદ સ્ત્રીની વ્યક્તિગત હાલતની દ્રષ્ટિએ આ કરવામાં આવ્યો કે જે સ્ત્રી એટલી ઘરડી થઈ જાય કે તેના તરફ કોઈને રગબત કે આકર્ષણ ન થાય અને તે નિકાહને પાત્ર ન રહે તો એના માટે પરદાના અહકામમાં આ સહૂલત આપવામાં આવી કે પરાયા પુરુષો પણ તેના માટે મહરમો સમાન બની જાય છે; પરંતુ આવી અતિ ઘરડી સ્ત્રી માટે પણ એક બંધન તો આ છે કે જે અવયવો મહરમની સામે ખોલવામાં આવે છે, તે અવયવો આ સ્ત્રી ગેર મહરમ સામે પણ ખોલી શકે છે, આ શરતે કે તે બનીઠનીને,શણગાર સજીને ન બેસે. બીજી વાત અંતે આ બયાન ફરમાવી : **"વ અંય્યસ્તઅ્ફિફ્ન ખયરુન લહુન્ન"**....અર્થાત્ જો તેઓ ગેર મહરમોની સામે આવવાથી બિલકુલ જ બચે તો આ વાત તેમના માટે વધુ બેહતર છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ‌ઊદ (રદિ.)થી રિવાયત છે કે આવી ઘરડી સ્ત્રીઓને ઈજાઝત છે કે તેઓ બુરકો અને ચાદર ઉતારી મૂકે, માત્ર દુપટ્ટો અને કુરતા–ઈઝારમાં રહે.

# નિચોડ :

અલ્લાહ તઆલાના ઉપરોક્ત ઈરશાદાતનો ખુલાસો આ છે :

(૧) સ્ત્રીઓ સખત જરૂરત વિના ઘરની બહાર ન નીકળે.

(૨) જો કોઈ સખત અને અનિવાર્ય જરૂરતના કારણે બહાર નીકળવું જ પડે તો પોતાના આખા બદનને મોટી ચાદર યા બુરકામાં લપેટીને નીકળે.

(૩) પુરુષ સ્ત્રીને ન જુએ અને સ્ત્રી જરૂરત વિના પુરુષને ન જુએ.

(૪) પુરુષને સ્ત્રી પાસે કોઈ ચીઝ માંગવી હોય અથવા વાત કરવાની જરૂરત ઊભી થાય તો પરદાની પાછળથી વાત કરે.

(૫) સ્ત્રી જ્યારે ગેર મહરમ સાથે વાત કરે તો પરદાની પાછળથી વાત કરે અને પોતાની અવાજને સખત બનાવીને વાત કરે, નરમ શૈલીમાં વાત ન કરે.

(૬) સામાન્ય સંજોગોમાં ચહેરો, હાથ અને કદમ સિવાય પોતાનું બદન મહરમની સામે પણ ન ખોલે અને દરેક સમયે સતરને ઢાંકેલું રાખે.



## પ્રકરણ : ૨

# અહાદીસે શરીફહ

કુર્આને મજીદની આયતોના સંદર્ભમાં પણ પરદા વિષેની ઘણી અહાદીસ બયાન થઈ ચૂકી છે, એમને બીજી વાર બયાન કરવી જરૂરત વગરનું પુનરાવર્તન છે, એ કારણે એ અહાદીસ સિવાયની બીજી અમુક અહાદીસ ટાંકવામાં આવે છે, કારણ કે સઘળી અહાદીસનું વર્ણન તો આ અજ્ઞાની માટે ન સંભવિત છે, ન જરૂરી. અમલ કરવાવાળાઓ માટે તો ઉપરોક્ત કુર્આની અહકામ જ પૂરતાં છે અને અમલ ન કરવો હોય તો કુર્આન અને અહાદીસનો મોટામાં મોટો સંગ્રહ પણ અપૂરતો છે. જેમ કે, આજકાલ અમ મુસલમાનોની દશા છે. પુરુષો અને સ્ત્રીઓ એક સાથે એક જ સ્થળે બેસીને તફસીરના નામે આ અહકામ વાંચે છે (અને સાંભળે છે); પરંતુ આ સાવ સ્પષ્ટ અહકામ છતાં એમનાં કાન પર જૂ સુદ્ધાં હાલતી નથી અને આ પ્રમાણે પરદા વિના બેસીને અલ્લાહ તઆલાના ઈરશાદાતની જાણે મજાક ઉડાડે છે. આવા જ લોકો વિષે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ છે કે ''ઘણાં કુર્આન પઢનારા એવાં છે કે ખૂદ કુર્આન તેમના પર લા'નત કરે છે.''

સૌ પ્રથમ તે અહાદીસ ટાંકવામાં આવે છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે સહાબિય્યાતમાં પરદાનો કેટલો પ્રબંધ હતો અને આ બાબતે તેમને ત્યાં કશો ભેદભાવ અને કોતાહી ન હતી. તેઓ આમ અને ખાસ દરેક અજનબી પુરુષથી, અહિંયા સુધી કે હુઝૂરે અક્દસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પણ, પરદો કરતાં હતાં અને એમાં એટલી બધી ચીવટ હતી કે ચહેરા સહિત આખું બદન છુપાવતાં હતાં.

# સહાબિય્યાતનો હુઝૂર (સલ.)થી પરદો

પરદાના અહકામ ઊતર્યા પછી સહાબિય્યાત પરદાનો ઘણો જ પ્રબંધ કરતાં હતાં, અહિંયા સુધી કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પણ પરદો કરતાં હતાં અને બેધડક અથવા પરદા વિના આપ (સલ.)ની સામે પણ આવતાં ન હતાં. કોઈ વસ્તુ લેવા–દેવાની રહેતી અથવા કોઈ મસ્અલહ પૂછવાની જરૂરત ઊભી થતી તો પણ પરદાની પાછળથી જ વાત કરતાં હતાં. જેમ કે એક લાંબી હદીસના અંતર્ગત હઝરત આઈશા (રદિ.) બયાન કરે છે કે :

(૧) એક અવરતના હાથમાં પરચો (ચબરખી) હતો. તેણે પરચો આપવા માટે પરદાની પાછળથી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ હાથ લંબાવ્યો. આપે (સલ.) હાથ રોકી લીધો અને ફરમાવ્યું કે, ''શી ખબર, પુરુષનો હાથ છે કે સ્ત્રીનો ? '' તેણે કહ્યું : ''આ સ્ત્રીનો હાથ છે.'' આપ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : ''જો તમે સ્ત્રી હોત તો પોતાનાં નખ પર મહેંદી લગાડત.'' (અબૂ દાઉદ, નસાઈ)

## વિવરણ :

આ હદીસ સ્પષ્ટપણે આ વાતની દલીલ છે કે સહાબી અવરતો ખૂદ નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પણ પરદો કરતાં હતાં એ જ કારણે આ અવરતે પરદાની પાછળથી પરચો આપવા માટે હાથ લંબાવ્યો. જો પરદા વગર સામે આવવાની છૂટ હોત તો પરદાની શી જરૂર હતી ? ઉપરાંત, જો પરદો, જે તે અવરતે કર્યો હતો, શરીઅતની વિરુદ્ધ હોત તો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની અવશ્ય રોકટોક કરત, કારણ કે તેની ચેષ્ટા ભવિષ્યમાં ભારે તકલીફ, મૂંઝવણ અને ગુમરાહીનું નિમિત્ત બનત.

(૨) હઝરત કૈસ ઈબ્ને શમ્માસ (રદિ.)નું બયાન છે કે એક સહાબી અવરત, જેમનું નામ ઉમ્મે ખલ્લાદ હતું, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં પોતાના પુત્ર વિષે જાણકારી મેળવવાના આશયે હાજર થયાં. તેમનો પુત્ર કોઈ ગઝવહમાં શહીદ થઈ ગયો હતો. તે જ્યારે આવ્યાં તો પોતાના ચહેરા પર નિકાબ (ઘૂંઘટ) નાખેલો હતો. તેમની આ હાલત નિહાળીને કોઈ સહાબીએ કહ્યું : ''તમે પોતાના પુત્રની હાલત જાણવા આવ્યાં છો અને નિકાબ નાખીને આવ્યાં છો ? '' હઝરત ઉમ્મે ખલ્લાદ (રદિ.)એ જવાબ દીધો કે, ''જો હું પુત્રના કારણે મુસીબતગ્રસ્ત છું તો પોતાની શરમ–હયા ખોઈને કદાપિ મુસીબતગ્રસ્ત બનીશ નહિ.'' હઝરત ઉમ્મે ખલ્લાદ (રદિ.)ના પૂછવા પર હુઝૂરે

અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જવાબ દીધો કે, તમારા પુત્ર માટે બે શહીદોનો સવાબ છે.'' તેમણે અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) કેમ ?'' આપ (સલ.)એ ફરમાવ્યું : ''કારણ કે તેને અહલે કિતાબે કતલ કર્યો છે.'' (અબૂ દાઉદ : ૧/૩૨૬)

## મુસીબતના સમયે પણ પરદો જરૂરી છે

ઉપરોકત હદીસથી એક તરફ આ સ્પષ્ટ થયું કે હઝરત ઉમ્મે ખલ્લાદ (રદિ.)એ તમામ લોકોથી, જેમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ શામેલ હતા, નિકાબ નાખીને પરદો કર્યો, તો બીજી તરફ આ પણ સ્પષ્ટ થયું કે સહાબી અવરતોમાં હયાનું કેટલું ઉચ્ચ સ્તર ઉત્પન્ન થઈ ગયું હતું કે એ ખાતૂને કોઈ પણ અવરત માટે દુનિયાની દ્રષ્ટિએ સૌથી મોટા સદમાના અવસરે પણ શરીઅતના અહકામની પૂરેપૂરી હિફાઝત ફરમાવી અને જ્યારે એક માણસે આ ઘટના નિહાળીને આશ્ચર્ય વ્યકત કર્યું તો તેમણે ફરમાવ્યું કે જો મને પુત્રના ચાલ્યા જવાનો સદમો પહોંચ્યો છે તો એનો મતલબ આ નથી કે મારી હયા પણ ચાલી ગઈ છે. જાણે હયા ચાલી જવાની મુસીબત પુત્રના મૃત્યુની મુસીબતથી ઓછી નથી.

ઉપરાંત, આ હદીસથી આ પણ સ્પષ્ટ થયું કે પરદાનો હુકમ દરેક હાલતમાં જરૂરી છે, ચાહે રંજ હોય કે ખૂશી, કોઈ પણ પરિસ્થિતિમાં ગેર મહરમ પુરુષની સામે આવવું જાઈઝ નથી. અમુક લોકો જે આ ગુમાન કરે છે કે રંજગમ અને મુસીબત યા શાદી–વિવાહ અને ખૂશીના પ્રસંગે ઈન્સાન શરીઅતના અહકામથી મુકત છે અને આવા પ્રસંગોએ શરીઅતની પાબંદી તેના શિરે જરૂરી રહેતી નથી, આ ઘણી નાદાની અને જહાલત છે.

અમુક અવરતોનું જનાઝો ઘરમાંથી નીકળે ત્યારે દરવાજે આવી જવું; બલકે કબ્રસ્તાન સુધી જવું અથવા શાદીના પ્રસંગે પરદાનું ઉલ્લંઘન કરવું અથવા સફરમાં સંપૂર્ણ રીતે પરદો ન કરવો–આ સઘળાં નાજાઈઝ કૃત્યો છે.

વળી, આ હદીસથી આ પણ ફલિત થયું કે શરીઅતમાં ચહેરાનો પરદો પણ લાઝિમ છે, કારણ કે આ અવરતે ચહેરા પર નિકાબ નાખી રાખ્યો હતો.

## બયઅતના સમયે પરદાનો પ્રબંધ

ખૂદ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ ગેર મહરમ અવરતોથી પરદાના અહકામનો લિહાઝ ફરમાવતા હતા. આપ (સલ.) જેવી રીતે પુરુષોથી બયઅત

લેતા હતા, એવી જ રીતે અવરતો પણ આપ (સલ.)થી બયઅત કરતી હતી. પુરુષોને આપ હાથમાં હાથ લઈને બયઅત ફરમાવ્યા કરતા હતા; પરંતુ અવરતોને પરદાની પાછળથી હાથમાં હાથ દીધા વિના બયઅત ફરમાવતા હતા, કારણ કે ગેર મહરમને જેવી રીતે જોવું નાજાઈઝ છે, એવી જ રીતે મુસાફહા (હસ્તધૂનન) કરવું યા હાથમાં હાથ લેવો પણ નાજાઈઝ છે.

(૩) હઝરત અમીમહ (રદિ.) બયાન કરે છે કે, ''હું બીજી અમુક અવરતો સાથે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં બયઅત માટે હાજર થઈ.'' અવરતોએ અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! અમે આપથી આ શરતો પર બયઅત કરીએ છીએ કે અમે અલ્લાહ તઆલાની સાથે કોઈ ચીઝને શરીક નહિ કરીએ અને ચોરી તથા ઝિના નહિ કરીએ અને પોતાની અવલાદને કતલ નહિ કરીએ તેમ જ કોઈ આક્ષેપયુક્ત અવલાદ નહિ લાવીએ, જેને અમે પોતાના હાથ અને પગના દરમિયાન નાખીએ (અને તેને પોતાના શવહરની અવલાદ બતાવીએ) અને નેક કામમાં આપની નાફરમાની નહિ કરીએ.'' આ સાંભળીને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''અને કહી દો કે અમે પોતાની શક્તિ અનુસાર પૂરો અમલ કરીશું.'' આ સાંભળીને અવરતોએ અરજ કરી કે, ''અલ્લાહ અને તેના રસૂલ (સલ.) અમારી ઉપર એનાથી વધુ મહેરબાન છે, જેટલી અમે પોતાની ઝાત પર રહમ કરીએ છીએ.'' ત્યાર બાદ એ અવરતોએ અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! મૌખિક ઈકરાર તો અમે કરી લીધો. લાવો, (હાથમાં હાથ આપીને પણ) આપથી બયઅત કરી લઈએ.'' આ સાંભળીને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''હું અવરતો જોડે મુસાફહા કરતો નથી, જે મેં જીભથી કહી દીધું તે સૌના માટે લાઝિમ થઈ ગયું અને અલગ અલગ બયઅત કરવાની પણ જરૂર નથી, કારણ કે સો (૧૦૦) અવરતોને (પણ) મારે તે જ કહેવાનું છે, જે એક અવરતને કહેવાનું છે.''

(મુઅત્તા ઈમામ માલિક રહ.)

અવરતોથી બયઅત લેવા વિષે હઝરત આઈશા (રદિ.) વધુ વિસ્તારથી બયાન ફરમાવે છે કે :

''મુસ્લિમ અવરતોમાંથી જેણે તે શરતોનો ઈકરાર કરી લીધો, (જેમનું ઉપરોક્ત હદીસ તથા સૂરએ મુમ્તહિનહમાં વર્ણન છે) તો એને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મૌખિક રીતે ફરમાવ્યું કે, ''મેં તારાથી બયઅત કરી લીધી'' (કારણ કે હાથમાં હાથ લઈને આપ અવરતોને બયઅત ફરમાવતા ન હતા). ખુદાની કસમ ! નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથે બયઅત કરતી વખતે (પણ) કોઈ સ્ત્રીના હાથને સ્પર્શ કર્યો નથી. આપ અવરતોને માત્ર ઝબાની–મૌખિક બયઅત ફરમાવતા હતા અને આપ ફરમાવતા હતા; ''કદ બાયઅ્તુકિ : મેં તારાથી બયઅત કરી લીધી.'' (બુખારી, કિતાબુત્તફસીર)

## વિવરણ

ઉપરોકત બંને હદીસોથી સ્પષ્ટપણે જાણવા મળ્યું કે વિશ્વના ઉપકારક અને માર્ગદર્શક હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કદી કોઈ સ્ત્રીનો હાથ બયઅતના સિલસિલામાં પણ અડકયો નથી. જ્યારે કોઈ સ્ત્રીએ બયઅત માટે વિનંતી કરી તો આપે ઈરશાદ ફરમાવી દીધોઃ ''જાવ, મેં તમને બયઅત કરી લીધાં.'' જ્યારે અમુક અવરતોએ ભેગાં મળીને વિનંતી કરી તો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી દીધું કે ''ઈન્ની લા ઉસાફિહુન્નિસા–અ.. અર્થાત્ હું અવરતોથી મુસાફહા કરતો નથી.'' એ પછી ફરમાવ્યું : ''સો (૧૦૦) અવરતોને મારું તે જ કહેવું છે, જે એક અવરતને કહેવું છે.'' મતલબ આ છે કે હાથમાં હાથ નાખવાથી જ બયઅત થતી નથી, બલકે મૌખિક કહી દેવું પણ કાફી છે. હવે જ્યારે મૌખિક બયઅતથી કામ ચાલી શકે છે તો પછી ગેર મહરમ અવરતોનો હાથ હાથમાં કેમ લેવામાં આવે ?

## અઝવાજે મુતહ્હરાતનો સહાબએ કિરામથી પરદો

ઉપરોક્ત સઘળી અહાદીસથી સ્પષ્ટ થયું કે સહાબી અવરતો પરદાનો ખૂબ ખ્યાલ અને પ્રબંધ ફરમાવતાં હતાં, અહિંયા સુધી કે ખૂદ નબીએ અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પણ પરદો કરતાં હતાં. એ જ પ્રમાણે અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નીઓ) પણ, પોતે કુર્આની હુકમ અનુસાર ઉમ્મતનાં માં અને ઉમ્મતની પ્રત્યેક વ્યક્તિ માટે હંમેશા હરામ હોવા છતાં, તમામ સહાબએ કિરામ (રદિ.)થી પરદો કરતાં હતાં. જેમ કે, ''ઈફ્ક''ની ઘટના વિષેની વિસ્તૃત હદીસમાં હઝરત આઈશા (રદિ.)નું બયાન છે :

(૪) ''હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે પરદાનો હુકમ ઊતર્યા પછી ગઝવહમાં શરીક થઈ ......જ્યારે એમણે ઊંટ ઊભું કર્યું અને તેને લઈને ચાલવા માંડયા ત્યારે હું લશ્કરની છાવણીમાં પાછી આવી. ત્યાં તે સમયે ન કોઈ અવાજ લગાડનાર બાકી રહ્યું હતું અને ન તો કોઈ જવાબ દેનાર. તમામ લોકો લશ્કરની સાથે ચાલ્યા ગયા હતા. મેં પોતાની ચાદર ઓઢી લીધી અને તે જ જગ્યાએ સૂઈ ગઈ. થોડા સમય પછી ત્યાંથી સફવાન ઈબ્ને મુઅત્તલ પસાર થયા. તેઓ પોતાની કોઈ જરૂરતના કારણે લશ્કરથી પાછળ રહી ગયા હતા અને તેમણે આમ લોકોની સાથે રાત ગુઝારી ન હતી. તેમણે જ્યારે મારું અસ્તિત્ત્વ જોયું તો નજીક આવ્યા અને મને જોઈને ઓળખી

ગયા. તેમણે મને પરદાનો હુકમ આવ્યા પહેલાં નિહાળી હતી. તેઓ જોરથી ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢયા. હું એમની અવાજ સાંભળીને જાગી ગઈ અને તરત જ ચાદર દ્વારા પોતાનો ચહેરો ઢાંકી લીધો.

## વિવરણ :

આ હદીસ શરીફથી અઝવાજે મુતહ્હરાતનું પરદા કરવું વિવિધ રીતે સાબિત થાય છે. પ્રથમ તો આ બનાવમાં હઝરત આઈશા (રદિ.)નું જંગલમાં રહી જવાનું જે કારણ બન્યું હતું, તે આ જ હતું કે અઝવાજે મુતહ્હરાતનો પરદો માત્ર બુરકો યા ચાદરનો જ ન હતો, બલકે તેઓ સફરમાં પણ પોતાના કજાવા (પલાણ)માં રહેતાં હતાં. આ કજાવો ઓરડા જેવો રહેતો હતો, જે આખો ને આખો ઊંટ પર ગોઠવી દેવાતો અને એ જ પ્રમાણે ઉતારી લેવાતો હતો. કજાવો મુસાફિરના મકાનની જેવો રહેતો હતો. આ બનાવમાં જ્યારે કાફલો ચાલવા માંડયો તો આદત પ્રમાણે ખાદિમોએ કજાવાને એવું સમજીને ઊંટ પર સવાર કરી દીધો કે ઉમ્મુલ મુઅમિનીન (રદિ.) એમાં મવજૂદ છે, હાલાં કે આપ અંદર ન હતાં, બલકે કુદરતી જરૂરત માટે બહાર ગયાં હતાં. આ ગલતીમાં કાફલો રવાના થઈ ગયો અને ઉમ્મુલ મુઅમિનીન (રદિ.) જંગલમાં એકલાં–અટૂલાં રહી ગયાં. ખાદિમો અંદર ડોકિયું કરીને એ કારણે જોઈ શકતા ન હતા કે પરદાનો હુકમ મળ્યા પછી આવું કરવું શકય રહ્યું ન હતું.

આ બનાવ આ વાતની પણ પ્રબળ સાક્ષી પૂરે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં અવરતો સામાન્યપણે પોતાના ઘરોમાં ટકી રહેતી હતી અને ખૂદ સફરમાં પણ કજાવાનો પ્રબંધ કરતી હતી, જે કામચલાઉ રીતે ચાર દીવારીની ગરજ સારતો હતો.

પછી હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે (કુદરતી જરૂરતથી પરવારીને જંગલથી પાછા આવી જ્યારે મેં જોયું કે કાફલો ચાલ્યો ગયો છે તો હું એવું વિચારીને બેસી ગઈ કે જ્યારે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જાણ થશે તો મારી તલાશમાં પાછા તશરીફ લાવશે) ઊંઘનું એવું વર્ચસ્વ થઈ ગયું કે હું ત્યાં જ પડીને સૂઈ ગઈ. સવારમાં હઝરત સફવાન ઈબ્ને મુઅત્તલ (રદિ.) ત્યાંથી પસાર થયા તો દૂરથી કોઈને પડેલું જોઈને તેઓ આ દિશામાં આવ્યા અને તેમણે મને જોતાવેંત ઓળખી લીધી, કારણ કે પરદાનો હુકમ મળતાં પહેલાં તેઓ મને જોઈ ચૂકયા હતા. મને ઓળખીને તેમણે ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢયું, તો તેમની અવાજથી મારી આંખ ખુલી ગઈ અને મેં પોતાની ચાદરથી મોઢું ઢાંકી લીધું.

હવે આ હદીસમાં હઝરત આઈશા (રદિ.)નું આ કહેવું કે ''તેઓ મને પરદાનો

હુકમ ઊતર્યા પહેલાં જોઈ ચૂકયા હતા''–ખૂદ બતાવી રહ્યું છે કે પરદાનો હુકમ ઊતર્યા પછી કોઈ પણ પરપુરુષ માટે ઉમ્મુલ મુઅમિનીનને જોવાનું શકય રહ્યું ન હતું.

પછી અહિંયા પણ હઝરત આઈશા (રદિ.)એ હઝરત સફવાન (રદિ.)ને નિહાળીને તરત જ ચાદરથી મુખ છુપાવી લીધું હતું.આથી સ્પષ્ટ થયું કે આપ પરદાનો ખૂબ પ્રબંધ ફરમાવતાં હતાં. ઉપરાંત, આ પણ જાણવા મળ્યું કે પરદામાં ખૂદ ચહેરાને છુપાવવો પણ જરૂરી છે, નહિતર હઝરત આઈશા (રદિ.) કેવળ ચાદર ઓઢી લેવાને જ પૂરતું માની લેત.

અઝવાજે મુતહ્હરાત મુસલમાનોની માં હોવા છતાં ઉમ્મતથી પરદાનો કેટલો પ્રબંધ રાખતાં હતાં, તે હઝરત સફિય્યહ (રદિ.)નાં નિકાહના બનાવથી પણ જાણવા મળે છે. હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ત્રણ દિવસ ખયબર અને મદીનહની વચ્ચે રોકાણ કર્યું. ત્રણેવ દિવસ હઝરત સફિય્યહ (રદિ.)એ આપ (સલ.)ની સાથે રાત ગુઝારી–સહશયન કર્યું (અને ત્યાં જ જંગલમાં વલીમહ પણ થયો). વલીમહમાં ગોશ્ત–રોટી ન હતાં (બલકે વિવિધ પ્રકારની બીજી વસ્તુઓ હતી). નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચામડાનું દસ્તરખ્વાન પાથરવાનો હુકમ ફરમાવ્યો, જેના પર ખજૂર, પનીર અને ઘી લાવીને મૂકી દેવાયાં. હું લોકોને બોલાવી લાવ્યો અને લોકોએ વલીમહની દાવત ખાધી. (પૂરા લશ્કરમાંથી જેમને નિકાહની જાણ થઈ ન હતી તે) લોકો આ વિમાસણ, અવઢવ અને ડગમગાટમાં હતા કે હઝરત સફિય્યહ (રદિ.)થી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નિકાહ ફરમાવી લીધા છે યા એમને લોંડી બનાવી લીધાં છે ? પછી તેમણે પોતે જ એવો ફેંસલો કરી લીધો કે જો આપે એમને પરદામાં રાખ્યાં તો અમે સમજી લઈશું કે આપે એમને પત્ની બનાવી લીધાં છે અને જો પરદામાં ન રાખ્યાં તો સમજી જઈશું કે લોંડી બનાવી લીધાં છે. જેમ કે, આપે (સલ.) જ્યારે કૂચ ફરમાવી તો એમના માટે પોતાની સવારી પર પાછળ જગ્યા બનાવી અને એમને સવાર કરી, એમના અને લોકોના દરમિયાન પરદો તાણી લીધો. એનાથી સૌ સમજી ગયા (કે તેઓ ઉમ્મુલ મુઅમિનીન છે).

[બુખારી : ૭૭૦]

આ હદીસથી સ્પષ્ટપણે જાણવા મળ્યું કે સહાબએ કિરામ (રદિ.)માં આ વાત આમ મશહૂર હતી કે આઝાદ અવરત માટે પરદો લાઝિમ છે. એથી જ સહાબએ કિરામ (રદિ.)એ તર્ક કર્યો કે જો નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત સફિય્યહ (રદિ.)ને પરદામાં રાખ્યા તો તે આપનાં પત્ની હશે, નહિતર લોંડી, અને જ્યારે તેમને પરદો કરાવવામાં આવ્યો તો સૌ સમજી ગયા કે આ આપ (સલ.)નાં પત્ની છે. જો તે સમય સુધી પરદાનો રિવાજ પ્રચલિત ન થયો હોત તો સહાબએ કિરામ (રદિ.)ના દિલોમાં આ પ્રશ્ન જ ઉત્પન્ન ન થાત.

# સામાન્ય નોકર સ્ત્રીઓ માટે પરદો

અત્રે આ વાત પણ સમજી લેવી જોઈએ કે ઉપરોકત હદીસમાં લોંડીથી મુરાદ શરઈ લોંડી છે, અર્થાત્ તે કાફિર સ્ત્રીઓ જે જિહાદના મેદાનથી કેદ બનીને આવે છે અને મુસલમાનોનો આગેવાન તેમને મુજાહિદો દરમિયાન વહેંચે છે અને તેમને શરઈ લોંડી બનાવી લેવામાં આવે છે. આજકાલ શરઈ ગુલામો અને લોંડીઓનું કયાંય અસ્તિત્વ નથી. હવે જે સ્ત્રીઓ નોકરી યા મજૂરી પર ઘરોમાં કામ કરે છે, તે લોંડીઓ યા બાંદીઓ ગણાતી નથી. એમના માટે પરદાની પાબંદી એવી જ જરૂરી છે, જેવી રીતે આમ આઝાદ સ્ત્રીઓ માટે જરૂરી છે.

એક અન્ય હદીસમાં આવ્યું છે કે ગઝવએ મૂતહના પ્રસંગે હઝરત ઝૈદ ઈબ્ને હારિષહ (રદિ.), હઝરત જઅફર ઈબ્ને અબી તાલિબ (રદિ.) અને અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા (રદિ.)ની શહાદતના સમાચાર જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મળ્યા તો આપ હઝરત આયશા (રદિ.)ના ઘરમાં અત્યંત રંજગમ સાથે બેઠા હતા. એક માણસ આવ્યો અને તેણે હઝરત જઅફર (રદિ.)ના ઘરવાળાઓની રડાકૂટ અને વિલાપનું વર્ણન કર્યું. હદીસનાં રિવાયતકર્તા હઝરત આઈશા (રદિ.) બયાન કરે છે કે હું આ આખી બીના દરવાજાની તિરાડમાંથી ડોકિયું કરીને જોઈ રહી હતી. આપ (સલ.)એ હુકમ ફરમાવ્યો કે "એ અવરતોને રડારોળ કરવાની મનાઈ કરો." (બુખારી : ૨/૬૧૧)

સ્પષ્ટ થયું કે અઝવાજે મુતહ્હરાત નામહરમોની સામે આવતાં ન હતાં.

બીજી એક હદીસમાં આવ્યું છે કે હઝરત આઈશા (રદિ.)ની પાસે જ્યારે હઝરત અફલહ (રદિ.) આવ્યાં તો હઝરત આઈશા (રદિ.)એ તેમનાથી પરદો કરી લીધો. હઝરત અફલહ (રદિ.)એ કહ્યું કે, "હું તો તમારો દૂધ–શરીક કાકા છું, મારાથી કેમ પરદો કરી રહ્યાં છો?" હઝરત આઈશા (રદિ.)એ ફરમાવ્યું કે, "મને સ્ત્રીએ દૂધ પીવરાવ્યું છે, પુરુષે નહિ." જ્યારે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવ્યા તો હઝરત આઈશા (રદિ.)એ આખો બનાવ કહી સંભળાવ્યો. હુઝૂર (સલ.)એ હઝરત અફલહ (રદિ.)થી પરદો ન કરવાની ઈજાઝત આપી દીધી.

(અબૂ દાઉદ : ૧/૨૮૧)

સ્પષ્ટ થયું કે અઝવાજે મુતહ્હરાત પરદાના મામલામાં ઘણી જ તકેદારી અને સાવચેતી રાખતાં હતાં.

# ઈલાજ કરાવવામાં પરદાનો પ્રબંધ

માત્ર સામાન્ય સંજોગોમાં જ પરદાની પાબંદી અને તકેદારી જરૂરી નથી; બલકે શરઈ દ્રષ્ટિએ દરેક પરિસ્થિતિમાં અવરત માટે પરદાનો પ્રબંધ જરૂરી છે. અહિંયા સુધી કે જો ઈલાજ અને સારવાર લેવાની જરૂરત ઊભી થઈ જાય તો એમાં પણ યથાશક્તિ પરદો ફર્ઝ છે.

(૫) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પછના★ લગાડવાની ઈજાઝત માંગી. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અબૂ તયબહ (રદિ.)ને હુકમ દીધો કે તેઓ એમને પછના લગાડી દે.

આ બનાવ વર્ણવીને હઝરત જાબિર (રદિ.)ફરમાવે છે કે, ''અબૂ તયબહ (રદિ.) દ્વારા પછના લગાડવાનું કારણ મારા મતાનુસાર આ હતું કે તેઓ હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના દૂધ–શરીક ભાઈ હતા અથવા નાબાલિગ છોકરા હતા.''

## વિવરણ :

આ હદીસથી ફલિત થયું કે અવરત માટે ઈલાજ અને ઉપચારના સિલસિલામાં પણ પરદાનો ખ્યાલ રાખવો જરૂરી છે. જો ઉપચારકની સામે પરદા વગર આવવામાં કશો વાંધો ન હોત તો હઝરત જાબિર (રદિ.)એ આ બતાવવાની જરૂરત ન પડત કે અબૂ તયબહ (રદિ.) હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના દૂધ–શરીક ભાઈ યા નાબાલિગ છોકરા હતા.

આપણા જમાનાના લોકોની અજીબ હાલત છે. જે કુટુંબો અને મકાનોમાં પરદો પાળવામાં આવે છે, તેમને ત્યાં પણ ઈલાજના સિલસિલામાં પરદાની તકેદારી રાખવામાં આવતી નથી. ઉપરોક્ત હદીસથી પ્રતિપાદિત થયું કે અવરતના ઈલાજ માટે મહરમ ડૉકટર તલાશ કરવામાં આવે અને જો કોઈ મહરમ ડૉકટર ન મળે તો ગેર મહરમથી પણ ઈલાજ કરાવી શકાય છે.

★ *અસ્ત્રા દ્વારા શરીરમાંથી ખરાબ ખૂન બહાર કાઢવા–કઢાવવાને પછના કહે છે.*

# ઈલાજ માટે સતર ખોલવાના અહકામ

પરંતુ આ સિલસિલામાં શરીઅતના એક મહત્ત્વંત નિયમ "અઝ્ ઝરૂરતુ તુકદ્દરુ બિકદ્રિઝ ઝરૂરહ"નો ખ્યાલ રાખવો આવશ્યક છે, જેનો મતલબ આ છે કે લાચારીસર જેટલા બદનને જોવું જરૂરી છે, ડૉકટર યા ઉપચારક બસ એટલું જ બદન જોઈ શકે છે. દ્રષ્ટાંત રૂપે ઈલાજ માટે નાડી જોવા અને હકીકત કહેવાથી કામ ચાલી શકે છે તો એનાથી વધુ જોવાની યા હાથ લગાડવાની ઈજાઝત નથી. એ જ પ્રમાણે જો બાજુ યા પિંડલીમાં ઝખમ છે તો જેટલી જગ્યા લાચારીસર જોવાની ઝરૂરત પડે, બસ એટલી જ જગ્યા ડૉકટર જોઈ શકે છે. જો ઈલાજની મજબૂરી માટે આંખ, નાક યા દાંત જોવાનાં હોય તો એવી પરિસ્થિતિમાં આખો ચહેરો ખોલવો જાઈઝ નથી. જેટલો ભાગ જોવાથી કામ ચાલી શકતું હોય, બસ એટલો જ ભાગ બતાવી શકે છે, બલકે તે ડૉકટર યા ઉપચારક માટે પણ આ જ હુકમ છે, જે સ્ત્રીનો મહરમ હોય, કારણ કે મહરમ માટે પણ પોતાની મહરમ સ્ત્રીનું આખું બદન જોવું જાઈઝ નથી, કારણ કે સ્ત્રીને પોતાના મહરમની સામે પેટ, પીઠ અને જાંઘ ખોલવાની મનાઈ છે. જો પેટ યા પીઠમાં ઝખમ હોય તો હકીમ યા ડૉકટર, ચાહે તે મહરમ હોય કે ગેર મહરમ, માત્ર ઝખમની જગ્યા જોઈ શકે છે, એથી વધુ જોવું ગુનાહિત કૃત્ય છે. આ હુકમને અમલમાં મૂકવાની સરળ શકલ–સૂરત આ છે કે પુરાણું કપડું પહેરીને તેમાંથી ઝખમના ઉપરના ભાગ જેટલું કપડું કાપી નાખવામાં આવે, જેથી પેટ યા પીઠના બાકીના ભાગ પર તેની નજર ન પડે. અવરતે દૂંટીથી લઈ ઘૂંટણોના અંતભાગ સુધીનું અંગ કોઈ અવરત સામે ખોલવું પણ જાઈઝ નથી, એ કારણે જો લેડીઝ ડૉકટરને જાંઘ યા ગુદા બતાવવાની જરૂરત ઊભી થાય તો આવી પરિસ્થિતિમાં પણ (ઝખમ જેટલું) કપડું કાપીને માત્ર ગૂમડાની જગ્યા બતાવવામાં આવે. સાથોસાથ આ યાદ રાખવું પણ જરૂરી છે કે જરૂરતના સમયે હકીમ યા ડૉકટરને જે જગ્યા બતાવવામાં આવે તો હાજરજનોમાં જે સગાં–સ્નેહીઓ ત્યાં મવજૂદ હોય, તેમને આ જગ્યા જોવાની ઈજાઝત નથી. હા, જો હાજર લોકોમાં કોઈ માણસ એવો હોય કે જેને શરઈ દ્રષ્ટિએ આ જગ્યા જોવાની ઈજાઝત હોય તો તે આ પાબંદીથી મુક્ત છે. દા. ત. જો પિંડલીમાં ઝખમ હોય અને તેને ડૉકટર યા સર્જનને બતાવવો છે અને અવરતનો બાપ યા સગો ભાઈ પણ ત્યાં મવજૂદ છે અને તેણે જોઈ લીધું તો કશો ગુનાહ થશે નહિ, કારણ કે મહરમની સામે પિંડલીને ખોલવી દુરુસ્ત છે.

અત્રે આ પણ સમજી લેવું જોઈએ કે અવરતના ઈલાજના સિલસિલામાં જે વિગત સૂચવવામાં આવી છે, પુરુષના ઈલાજના સિલસિલામાં પણ એનો ખ્યાલ રાખવો જરૂરી છે, કારણ કે દૂંટીથી ઘૂંટણો સુધી પુરુષનો પુરુષથી પણ પરદો છે. જો જાંઘ યા ગુદાનો ઘાવ ડૉકટરોને દેખાડવાનો હોય અથવા ફૂલામાં કોઈ લાચારીસર ઈંજેકશન

મારવાનું હોય તો માત્ર ડૉક્ટર જરૂરતના પ્રમાણમાં જોઈ શકે છે, બીજા લોકોએ જોવું હરામ છે.

## ઈહરામની હાલતમાં પરદો

શરીઅતમાં પરદાની એટલી તાકીદ છે કે ખૂદ ઈહરામની હાલતમાં પણ એની તકેદારી રાખવી જરૂરી છે.

(૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે (હજના પ્રસંગે) અમે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે ઈહરામની હાલતમાં હતાં. લોકો અમારી પાસેથી પસાર થતા હતા. જ્યારે પણ કોઈ પસાર થતું તો અમે પોતાની ચાદરો માથેથી લટકાવી ચહેરા પર નાખી લેતાં અને જ્યારે લોકો પસાર થઈ જતા તો અમે પોતાની ચાદરો ઉપર ઉઠાવી લેતાં. (અબૂ દાઉદ : ૧/૨૫૪)

### વિવરણ :

ઘણાં લોકો અજાણતા અને અજ્ઞાનતાના કારણે એવું સમજે છે કે ઈહરામની હાલતમાં પરદો જરૂરી નથી, કારણ કે ઈહરામની હાલતમાં કપડાં વગેરેનું ચહેરાને અડવું જાઈઝ નથી, પરંતુ એમનો આ ખ્યાલ અજ્ઞાનતા અને જહાલતનું પરિણામ છે, કારણ કે આ હદીસથી સાફ જાહેર થાય છે કે ઈહરામની હાલતમાં પણ પરદો જરૂરી છે. અલબત્ત, એનો તરીકો જરા જુદો પડતો છે. જેમ કે, ચહેરો છુપાવવા માટે પંખો અથવા છજ્જાદાર ટોપી માથે મૂકીને એના ઉપરથી નિકાબ નાખી લેવામાં આવે, જેમ કે, ઘણી સ્ત્રીઓ કરે છે. અઝવાજે મુતહ્હરાત પણ પોતાની ચાદર દ્વારા ગેર મહરમ પુરુષોથી પોતાના ચહેરાને ઈહરામની હાલતમાં છુપાવી લેતાં હતાં.

આ જ પ્રમાણે એક હદીસમાં હઝરત ફાતિમહ બિન્તે મુન્ઝિર (રહ.) બયાન કરે છે કે ''અમે ઈહરામની હાલતમાં પોતાના ચહેરાઓ પર કપડાં નાખી લેતાં હતાં. અમારી સાથે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)નાં સુપુત્રી હઝરત અસ્માઅ્ (રદિ.) પણ હતાં. તેમણે અમને આની મનાઈ ફરમાવી નહિ.'' (મુઅત્તા ઈમામ માલિક રહ.) અર્થાત્ તેમણે એવું નહિ કહ્યું કે ઈહરામની હાલતમાં નિકાબ વાપરવાની મનાઈ છે અને તમારું આ પ્રમાણે નિકાબ નાખવું નાજાઈઝ છે.

એ જ પ્રમાણે એક અન્ય હદીસમાં હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે ''અવરતને જોઈએ કે ઈહરામની હાલતમાં પોતાની ચાદર પોતાના માથા પરથી ચહેરા પર લટકાવી લે.'' (ફત્હુલ બારી, કિતાબુલ હજ)

# સાસરિયાના પુરુષોથી પરદો કરવાની સખત તાકીદ

એક ઘરમાં રહેતી વ્યક્તિઓ પરસ્પર એટલી હળીભળી જાય છે કે ઘણીવાર શરીઅતના અહકામની તરફ ધ્યાન જ જતું નથી. આ કારણે દિયર અને જેઠથી કેટલીક વાર પરદાનો પ્રબંધ કરાતો નથી, હાલાં કે શરીઅતે એમનાથી પણ પરદો કરવાનો ઘણી જ સખતાઈથી હુકમ દીધો છે.

(૭) હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે (નામહરમ) અવરતોની પાસે ન જાવ. એક માણસે અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! અવરતના સાસરિયાના પુરુષો વિષે શું હુકમ છે ?'' નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''સાસરીના રિશ્તેદાર તો મૌત છે.'' (બુખારી–મુસ્લિમ)

## વિવરણ :

આ હદીસમાં સૌથી વધુ લક્ષપાત્ર વાત આ છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સ્ત્રીની સાસરીનાં પુરુષોને મૌતની સાથે સરખાવ્યા છે, જેનો મતલબ આ છે કે સ્ત્રી પોતાના જેઠ, દિયર, નણદોઈ અને સાસરિયાના બીજા પુરુષોથી સખત પરદો કરે. એમ તો દરેક નામહરમથી પરદો કરવો જરૂરી છે; પરંતુ જેઠ, દિયર અને એમની જેવા અન્ય રિશ્તેદારોની સામે આવવાથી એવી રીતે બચવું જરૂરી છે, જેવી રીતે મૌતથી બચવાને જરૂરી સમજવામાં આવે છે.

એનું કારણ આ છે કે આ લોકોને પોતાના સમજીને અંદર બોલાવી લેવામાં આવે છે અને જેઠ, દિયર તથા પતિના સગાં–સ્નેહીઓ અંદર ચાલ્યાં જાય છે અને પરસ્પર ખૂબ હળીભળી જાય છે, અહિંયા સુધી કે મનોરંજન અને મજાક–મશ્કરી પણ શરૂ થઈ જાય છે. પતિ એવું સમજે છે કે આ તો પોતાના લોકો છે, એમને શું રોકટોક કરવામાં આવે, પરંતુ જ્યારે બંને પક્ષ તરફથી સંવાદિતા અને સંમતિના આવેગો ઉછાળા મારતા હોય, વધુ પડતું આવવા–જવાનું થતું રહેતું હોય અને પતિ ઘરમાં હાજર ન હોય તો પછી અણગમતા અને ન બનવા જેવા બનાવો સુદ્ધાં પ્રગટ થતાં હોય છે. એક પાડોશી કોઈ સ્ત્રીનું એટલું જલદી અપહરણ અને વસ્ત્રાહરણ કરી શકતો નથી, જેટલા જલદી અને આસાનીથી એક જેઠ યા દિયર પોતાની ભાભીને અપહૃત કરવાની અથવા તેને બેહયાઈના કામ પર તૈયાર કરવાની શક્તિ ધરાવે છે.

આ જ સંજોગોની નજર સમક્ષ નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાસરિયાના પુરુષોથી બચવાની અને પરદો કરવાની સખત તાકીદ ફરમાવી દીધી છે અને આ લોકોનો મૌત તરીકે ઉલ્લેખ કર્યો છે કે એમનાથી એવી રીતે પરહેઝ કરો, જેવી રીતે મૌતથી પરહેઝ કરો છો. પુરુષોને પણ હુકમ છે કે પોતાની ભાભી અને સાળા વગેરેની પત્નીથી હળમળ ન રાખે અને એમના પર નજર ન નાખે.

## હયા અને ગયરતનો હુકમ

ઉપરોક્ત અહાદીસ તો તે હતી, જેમનો સીધો સંબંધ પરદા, બલકે ચહેરા અને શરીરના સંપૂર્ણ પરદાથી હતો. શરીઅતે કેવળ સમગ્ર રીતે પરદાના હુકમને જ કાફી સમજ્યો નથી, બલકે પ્રત્યેક તે ચીજને સ્પષ્ટપણે બયાન કરી છે, જે આડકતરી રીતે અથવા આગળ ચાલીને પરદાથી સંબંધ ધરાવે છે અને એમાં જરા સરખી ય નિષ્કાળજી અને અસાવચેતી અશ્લીલતા, સ્વચ્છંદતા તથા બેહયાઈનું કારણ બની જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો ઘણી ચીજો એવી છે, જેમનો હુકમ બેહયાઈનો દરવાજો આગમચથી બંધ કરવાના હેતુસર આપવામાં આવ્યો છે.

સમાજની જાતીય–સેક્સ્યુઅલ અને નૈતિક પવિત્રતા માટે સૌથી વધુ જરૂરી ચીજ હયા છે, જેને સ્ત્રીનું આભૂષણ કહેવું યથાયોગ્ય છે. હયાના કારણે સ્ત્રીઓ હજારો ગુનાહોથી સુરક્ષિત રહે છે અને કોઈ ખબીસ માણસ એમના વિષે બુરો ખ્યાલ લાવવાની નિડરતા કરી શકતો નથી. કુદરતે આ તત્ત્વ એમનામાં આ કારણે મૂક્યું છે કે જેથી તેઓ દરેક પ્રકારની અનૈતિકતા યા બદ અખ્લાકીથી મહફૂઝ રહી શકે.

(૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''બેશક, હયા અને ઈમાન બંને સાથી છે, જ્યારે આ બંને પૈકી એકને ઉઠાવી લેવાય છે તો બીજાને પણ ઉઠાવી લેવાય છે.'' (બયહકી)

### વિવરણ :

એક હદીસમાં આવે છે કે ''હયા ઈમાનનો અંશ છે.'' (મુસ્લિમ : ૧/૪૭)

એકવાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસને જોયો. તે પોતાના ભાઈને હયા વિષે રોકટોક કરી રહ્યો હતો. આપે તે માણસને ફરમાવ્યું : ''હયા તો ઈમાનથી જ છે.'' (મુસ્લિમ : ૧/૪૭)

એક અન્ય હદીસમાં આપ (સલ.)નો ઈરશાદ છે : ''હયાથી માત્ર ભલાઈ જ પેદા થાય છે.''

એક અન્ય હદીસમાં આવે છે કે જે ચીજમાં પણ બેહયાઈ આવી જાય છે તે કલંકિત બની જાય છે અને જે ચીજમાં પણ હયા શામેલ થઈ જાય છે તે ખૂબસૂરત બની જાય છે. (તિરમિઝી : ૨/૧૨૨)

એક હદીસમાં આવે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''સૌથી પહેલાં આ ઉમ્મતમાંથી જે ચીજ ઉઠાવી લેવાશે તે હયા અને અમાનત છે. તો અલ્લાહ તઆલાથી એનો સવાલ કરતા રહો.''

(બયહકી, ફિરોદૌસે દયલમી)

એક હદીસમાં આવે છે કે અલ્લાહ તઆલા હયા અને સતરને બહુ પસંદ ફરમાવે છે. (મુસ્નદે અહમદ)

હકીકત આ છે કે હયા મુઅમિનની ખાસ સિફત છે. જે જાતિઓ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમથી દૂર છે, તેમને હયા–શરમથી કશો સંબંધ નથી. હયા અને ઈમાન એક બીજા માટે અનિવાર્ય છે, કાંતો બંને રહેશે, કાંતો બંને વિદાય થઈ જશે. જેમકે, એક હદીસમાં ઈરશાદ છે કે ''જ્યારે તમારામાં હયા ન રહે તો જે ચાહો તે કરો.''

આજે બેપર્દગી, નગ્નતા અને એના સુધી પહોંચાડનારી બીજી ચીજો બિન મુસ્લિમોના દેખાદેખી કહેવાતા મુસલમાનોના માહોલમાં પણ પ્રચલિત થઈ ગઈ છે અને આ જ લોકો મુસ્લિમ મહિલાઓને પરદામાંથી કાઢી બેહયાઈના પ્લેટફોર્મ પર લાવવાની કોશિશમાં લાગેલા છે, જેમણે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેરવીથી વધુ ઇસાઈઓની આદતો, રહેણી–કરણી અને સંસ્કારોને અપનાવી લીધાં છે. આવા લોકો ઘણી મુશ્કેલીમાં ફસાયા છે. આ લોકોનું દિલ તો એવું ચાહે છે કે ખૂબ આઝાદી અને બેહયાઈ સાથે મુસલમાનોની વહુ–બેટીઓને બજારો અને પાર્કોમાં નગ્નતાના પોશાકમાં નિહાળે; પરંતુ એ સાથે જ કુર્આન અને હદીસની તાલીમને ગલત કહેવાની પણ હામ–હિંમત ધરાવતા નથી. તેમની વિમાસણ આ છે કે તેઓ એવું પણ કહી શકતા નથી કે અમે ઈસ્લામ છોડી ચૂકયા છીએ અને ન તો સ્ત્રીઓને પરદામાં જોવાનું પસંદ કરે છે ! હકીકતમાં સતત બેહયાઈનું આચરણ કરતાં કરતાં તેમની ગયરત (અસ્મિતા)નો જનાઝો નીકળી ચૂકયો છે, હાલાં કે ગયરત તે ચીજ છે જેનો ઈસ્લામે ખાસ હુકમ દીધો છે અને આ જ તે કુદરતી તત્ત્વ છે, જે પુરુષને પોતાના વંશ અને પોતાની સ્ત્રીઓની આબરૂની હિફાઝત પર મજબૂર કરે છે.

(૯) હઝરત માલિક ઈબ્ને અહીમર (રદિ.) કહે છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવતાં સાભળ્યા છે કે ''અલ્લાહ તઆલા સકૂર (બેગયરત અને સ્વામાનહીન માણસ)ની ન નેકી કબૂલ કરશે, ન ઈબાદત.'' અમે અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! સકૂર કોણ માણસ છે ?'' આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો : '' તે માણસ જેની અવરત પાસે અજનબી–પરાયા પુરુષ આવતા હોય.''

(કશ્ફુલ અસ્તાર અન ઝવાઈદિલ બઝઝાર : ૧૮૭)

એક અન્ય હદીસમાં ઈરશાદ છે કે ત્રણ માણસો એવા છે, જે જન્નતમાં જશે નહિ અને જન્નતની ખૂશ્બૂ પણ પામશે નહિ. એક તે માણસ જે સ્ત્રીઓની રૂપરેખા અને શકલ–સૂરત ધારણ કરે છે, બીજો તે માણસ જે શરાબનો વ્યસની હોય, ત્રીજો દય્યૂસ માણસ. લોકોએ પૂછયું : ''યા રસૂલલ્લાહ (સલ.) ! દય્યૂસ કોણ છે ? આપે ઈરશાદ ફરમાવ્યો : ''તે માણસ જે બદકારી, દુષ્ચરિત્ર અને દુરાચારમાં પોતાની અવરતને સહન કરી લે.'' એક અન્ય હદીસના શબ્દો આ છે : ''તે માણસ જે પોતાની અવરતના મામલામાં ગયરતનો સુબૂત ન આપે.'' (તફસીરે આયાતુલ અહકામ : ૨/૧૬૭)

એક રિવાયતના શબ્દો આ પ્રમાણે છે : ''દય્યૂસ તે માણસ છે જે આ વાતની કશી પરવા કરતો નથી કે તેની પત્ની પાસે કોણ આવન–જાવન કરી રહ્યું છે.''

(તબરાની, જમ્ઉલ ફવાઈદ : ૧/૪૦૦)

એક હદીસમાં આવ્યું છે કે ''અલ્લાહ તઆલાથી વધુ કોઈ ગયરતમંદ (સ્વમાનશીલ) નથી. એ જ કારણે તેણે નિર્લજ્જ અને બુરા કામોને હરામ ઠરાવ્યાં છે.''

(બુખારી)

એકવાર કોઈ પ્રસંગે હઝરત સઅદ ઈબ્ને ઉબાદહ (રદિ.)એ ફરમાવ્યું કે ''જો હું પોતાની પત્નીને કોઈ પુરુષની સાથે નિહાળું તો હું તેને કોઈ જાતના સંકોચ વિના તલવારથી કતલ કરી નાખું,'' તો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાજરજનોને ઈરશાદ ફરમાવ્યો : ''શું તમને સઅદની ગયરત પર આશ્ચર્ય થાય છે, હું સઅદથી વધુ ગયરતમંદ છું અને અલ્લાહ તઆલા મારાથી વધુ ગયરતમંદ છે.''

એક અન્ય હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે ''હું ગયરતમંદ છું અને ગયરતથી મહરૂમ યા વંચિત માત્ર તે જ માણસ હોઈ શકે છે, જેનું દિલ જ મરી પરવાર્યું હોય.'' (ઈહ્યાઉલ ઉલૂમ) મતલબ કે પાપકર્મો અને બદકારીની અધિકતાને કારણે તેની અક્કલ જ મારી ગઈ હોય અને તે સારા–નરસામાં કશો ભેદ જ કરી શકતો ન હોય.

# ઘરમાંથી જરૂરત વિના બહાર નીકળવાની મનાઈ

સામાજિક પવિત્રતા અને પરદાના જ અનુસંધાનમાં શરીઅતનો એક અગત્યનો હુકમ આ છે કે સ્ત્રીઓ જરૂરત વગર ઘરોમાંથી બહાર ન નીકળે, કારણ કે એમનું બહાર નીકળવું જ ફિત્નાઓનો દ્વાર ખોલી આપે છે.

(૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે ''અવરત તો છુપાવીને રાખવાની ચીજ છે અને બેશક, જ્યારે તે ઘરથી બહાર નીકળે છે તો શયતાન તેની તાકમાં લાગેલો રહે છે અને આ વાત નિશ્ચિત છે કે અવરત અલ્લાહ તઆલાથી સૌથી વધુ નજીક ત્યારે થાય છે, જ્યારે તે પોતાના ઘરમાં હોય છે.'' (તબરાની)

હકીકત આ છે કે અવરત જ્યાં સુધી પોતાના ઘરમાં રહે છે, ત્યાં સુધી તે દરેક પ્રકારના ફિત્નાથી સુરક્ષિત રહે છે; પરંતુ જ્યારે તેનો કદમ જરૂરત વગર બહાર નીકળે છે તો શયતાનનો સૌથી વધુ હાથો બનવાની પાત્રતા પણ તેમાં જ હોય છે.એ જ કારણે એક હદીસમાં ઈરશાદ ફરમાવ્યો છે કે ''અવરત જ્યારે નામહરમ પુરુષની સામે આવે છે તો શયતાનના રૂપમાં આવે છે.'' (અબૂ દાઉદ : ૧/૨૯૨)

અન્ય એક હદીસમાં હઝરત મુઆઝ (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે ''અવરતોના ફિત્નાથી બચો, કારણકે ઈબ્લીસ–શયતાન ઘણો જ સમજદાર શિકારી છે અને તે સૌથી વધુ કામિયાબ શિકાર અવરતો દ્વારા રમે છે.'' (ફિરોદૌસે દયલમી, મિશ્કાત : ૬/૧૯૦)

એક હદીસમાં છે : ''હું પોતાની પાછળ કોઈ ફિત્નો પુરુષો માટે અવરતોથી વધુ નુકસાનકારક છોડી જતો નથી.'' (બુખારી, મુસ્લિમ)

બીજી એક હદીસમાં છે : ''દુનિયા મીઠી અને લીલીછમ છે અને અલ્લાહ તઆલાએ તમને એમાં નાયબ બનાવ્યા છે, તે જુએ છે કે તમે શું કરી રહ્યા છો, તમને જોઈએ કે દુનિયાની મુહબ્બતથી બચો, અવરતોના ફિત્નાથી બચો, કારણ કે બની ઈસરાઈલમાં સૌથી પહેલો ફિત્નો અવરતો દ્વારા જ ઉત્પન્ન થયો હતો.''

અવરતોનું પોતાના ઘરોમાં જ ટકી રહેવું અને જરૂરત વિના સહેલ સપાટા કરવા, મોજમજા માણવા તથા ખરીદ–વેચાણ કરવા ન નીકળવું, એક એવી ખૂબી છે, જે અવરતની સ્વભાવગત હયાનો તકાદો છે અને તેની પાકદામનીની હિફાઝત માટે જરૂરી છે.

હઝરત અલી (રદિ.) બયાન ફરમાવે છે કે એકવાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબએ કિરામને પૂછયું : ''અવરત માટે સૌથી સારી ચીજ શું છે ?'' કોઈએ જવાબ દીધો નહિ. ત્યાર બાદ જ્યારે હું ઘરે ગયો તો મેં ફાતિમહ (રદિ.)ને તે જ સવાલ કર્યો તો એમણે કહ્યું : ''અવરત માટે સૌથી સારી ચીજ આ છે કે તે પુરુષોની નજરોથી મહફૂઝ રહે.'' મેં હુઝૂર અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફાતિમહ (રદિ.)નો જવાબ અરજ કર્યો તો આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો : ''બેશક, ફાતિમહ (રદિ.) મારા બદનનો ટુકડો છે.'' (કશ્ફુલ અસ્તાર : ૧૫૦)

એક અન્ય હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે :"મારી ઉમ્મતની અવરતોનો બેહતરીન અમલ એકાંતવાસનું સેવન અને (પુરુષોથી) વેગળા રહેવું છે.'' (શરઈ પરદા : ૩૦)

અવરતોને ઘરોમાં રહેવાની એટલી પ્રેરણા આપવામાં આવી છે કે નમાઝ અને જિહાદ જેવી અગત્યની ઈબાદતો તથા જનાઝા અને દફન જેવી અગત્યની જરૂરતોમાં પણ એમની શિર્કત (સમ્મિલન)ને પસંદ કરવામાં આવી નથી.

## અવરતોનું ઘરોમાં નમાઝ પઢવું

અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે જરૂરતના સમયે સ્ત્રી માટે ઘરની બહાર નીકળવું જાઈઝ છે અને નમાઝ પણ એક જરૂરત છે, એ કારણે નમાઝ માટે મસ્જિદમાં જવું જાઈઝ છે, શરત આ છે કે ખૂશ્બૂ લગાડીને અને ખણખણતા ઘરેણાં પહેરીને ન જાય તથા ખૂબ સંકોડાઈને જાય, પરંતુ આ છતાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અવરતો માટે ઘરોમાં નમાઝ પઢવાને જ અફઝલ અને સર્વશ્રેષ્ઠ ઠરાવ્યું છે.

(૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''અવરતનું પોતાંના ઘરની અંદરની કોટડીમાં નમાઝ પઢવું ઘરની નમાઝથી અફઝલ છે અને ઘરમાં નમાઝ પઢવું સહેન–વરંડામાં નમાઝ પઢવાથી અફઝલ છે.'' (અબૂ દાઉદ : ૧/૮૪)

## વિવરણ :

એક અન્ય હદીસમાં હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''અવરતો માટે સૌથી સારી મસ્જિદ એમના ઘરોની અંદરની કોટડીઓ છે.'' (મુસ્નદે અહમદ)

એક હદીસમાં છે : ''અલ્લાહ તઆલાની નજીક અવરતની સૌથી વધુ પસંદિત નમાઝ તે છે, જેને તે પોતાના ઘરમાં સૌથી ગુપ્ત અને અંધારી જગ્યાએ અદા કરે.'' (સહીહ ઈબ્ને ખુઝયમહ)

બલકે એક હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન નકલ કરે છે કે ''અવરતનું એકલું નમાઝ પઢવું તેના જમાઅત સાથે નમાઝ પઢવાથી પચ્ચીસગણું વધુ અફઝલ છે.''

(કન્ઝુલ ઉમ્માલ)

આ સિલસિલામાં એટલી હદ સુધી અતિશયોક્તિ કરવામાં આવી છે કે મસ્જિદે હરામ, જે તમામ મસ્જિદોથી અફઝલ છે અને જ્યાં એક નમાઝ પઢવાનો સવાબ એક લાખ નમાઝ પઢવા બરાબર છે અને મસ્જિદે નબવી, જ્યાં એક નમાઝ પઢવાનો સવાબ પચાસ હજાર નમાઝોના બરાબર મળે છે, અવરત માટે પોતાના ઘરમાં નમાઝ પઢવું આ બરકતવંત જગ્યાઓમાં નમાઝ પઢવાથી પણ અફઝલ છે. જેમ કે, અહાદીસમાં એક સહાબિય્યહ હઝરત ઉમ્મે હમીદ સાઈદિય્યહ (રદિ.)નો કિસ્સો આવે છે કે તે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયાં અને અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું ચાહું છું કે આપની સાથે (જમાઅતથી મસ્જિદમાં) નમાઝ અદા કરું,'' તો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ''હું જાણું છું કે તમને મારી સાથે અર્થાત્ મારી પાછળ જમાઅત સાથે નમાંઝ પઢવાની તીવ્ર ઈચ્છા છે; પરંતુ તમારી નમાઝ જે તમે પોતાના ઘરના આંતરિક ભાગમાં પઢો, તે તમારી તે નમાઝથી અફઝલ છે, જે તમે પોતાના બહારના વરંડામાં પઢો અને બાહ્ય વરંડામાં તમારું નમાઝ પઢવું તે નમાઝથી બેહતર છે, જે તમે પોતાના ઘરના સહેનમાં પઢો અને પોતાના ઘરના સહેનમાં તમારું નમાઝ પઢવું એનાથી બેહતર છે કે તમે પોતાના કબીલાની મસ્જિદમાં (જે તમારા ઘરથી નજીક હોય) નમાઝ પઢો અને પોતાના કબીલાની મસ્જિદમાં તમારું નમાઝ પઢવું એનાથી બેહતર છે કે તમે મારી મસ્જિદમાં આવીને નમાઝ પઢો.'' (મુસ્નદે અહમદ)

સહીહ ઈબ્ને ખુઝયમહની રિવાયતમાં આ પણ વધારો છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન સાંભળીને હઝરત ઉમ્મે હમીદ સાઈદિય્યહ (રદિ.)એ

પોતાના ઘરની આંતરિક અને અંધારી જગ્યામાં નમાઝ પઢવાની જગ્યા નક્કી કરી લીધી અને જીવનપર્યંત ત્યાં જ નમાઝ પઢવાનો પ્રબંધ કરતાં રહ્યાં.

હઝરત ઉર્વહ (રહ.) હઝરત આઈશહ સિદ્દીકહ (રદિ.)થી તેમનું આ કથન નકલ કરે છે કે "બની ઈસરાઈલની અવરતોએ લાકડીઓના સેંડલ બનાવી રાખ્યાં હતાં, જેમને પહેરીને તેઓ મસ્જિદે જતી હતી અને પુરુષો માટે આકર્ષણનો સામાન ફરાહમ (ઉપલબ્ધ) કરતી હતી તો અલ્લાહ તઆલાએ તેમના માટે મસ્જિદે જવાનું હરામ ઠરાવી દીધું." (મુસ્નદે અબ્દુર્રઝ્ઝાક)

એક અન્ય હદીસમાં હઝરત આઈશહ (રદિ.)નું આ કથન નકલ થયું છે કે "જો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અવરતોની તે કાર્યનીતિને જોઈ લેત, જે તેમણે આપ (સલ.) પછી અપનાવી લીધી છે તો સાફ સાફ શબ્દોમાં તેમને મસ્જિદે આવવાથી અવશ્ય રોકી દેત. જેવી રીતે બની ઈસરાઈલની અવરતોને રોકી દેવાઈ હતી." (મુસ્લિમ)

## અવરોતનું જિહાદમાં શામેલ થવું

સઘળી ઈબાદતોમાં સર્વશ્રેષ્ઠ ઈબાદત પોતાના પ્રાણને અલ્લાહ તઆલાના માર્ગમાં કુર્બાન કરી દેવું છે; પરંતુ અવરતો માટે શરીઅતે જિહાદમાં ભાગ લેવાને પણ પસંદ કર્યું નથી.

(૧૨) હઝરત અનસ (રદિ.) બયાન કરે છે કે એકવાર અવરતોએ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થઈને અરજ કરી : " યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! પુરુષો જ જિહાદ વગેરેની બધી ફઝીલતો ખાટી ગયા છે, હવે આપ અમને કોઈ એવો અમલ બતાવો, જેનાથી અમે મુજાહિદોની ફઝીલતને પામી શકીએ." હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "તમારામાં જે અવરત પોતાના ઘરમાં પરદા અને પાક દામની સાથે બેસી રહેશે તો તે જિહાદની ફઝીલતને પામી લેશે." (મુસ્નદે બઝ્ઝાર)

### વિવરણ :

એક હદીસમાં હઝરત આઈશહ (રદિ.)થી નકલ થયું છે કે એમણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે "યા રસૂલલ્લાહ (સલ.) ! અમે જિહાદને સૌથી અફઝલ અમલ સમજીએ છીએ, તો શું અમે પણ જિહાદમાં શામેલ ન થઈએ ?" આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "તમારો–અવરતોનો જિહાદ હજ કરવું છે." (બુખારી)

એક અન્ય હદીસમાં હઝરત અબૂ કતાદહ (રદિ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન નકલ કરે છે કે ''અવરતોના શિરે ન જિહાદ ફર્ઝ છે, ન જુમ્અહની નમાઝ અને ન તો દફનાવવા માટે જનાઝાની પાછળ જવું.'' (તબરાની)

## અવરતો માટે ઘરેથી નીકળવાના આદાબ

ઉપરોકત અહાદીસથી આ વાત સારી પેઠે સ્પષ્ટ થઈ ગઈ કે શરીઅત એવું ઈચ્છે છે કે અવરતો કમસે કમ ઘરોમાંથી બહાર નીકળે. જો તેઓ કદી ઘરોની બહાર નીકળે પણ તો એના માટે શરીઅતે ઘણાં આદાબ (સંસ્કાર) બતાવ્યા છે, જે પૈકી પરદો કરવાનો અને ચહેરો છુપાવવાનો હુકમ અગાઉ વિસ્તારપૂર્વક બયાન થઈ ચૂકયો છે.

## ખૂશ્બૂ અને શણગાર વિના નીકળવું

અવરતો માટે ઘરથી બહાર નીકળવાનો એક અગત્યનો અદબ આ છે કે તેઓ શોભા–શણગાર કર્યા વિના અને ખૂશ્બૂ લગાડયા વિના નીકળે.

(૧૩) હઝરત મયમૂનહ બિન્તે સઅદ, જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખિદમતગાર હતાં, આપ (સલ)નું આ કથન નકલ કરે છે કે ''તે અવરતની મિસાલ જે પતિ સિવાય બીજાઓ માટે શણગાર કરે છે, કિયામતના દિવસે તે અંધારા જેવી છે, જેમાં કંઈ રોશની નથી.''

### વિવરણ :

આજે જે અવરતો શણગાર સજીને પુરુષોની મેહફિલોમાં ખચકાટ વગર શામેલ થાય છે અને મેહફિલની જાન, બલકે મેહફિલની જ્યોત ગણાય છે, સરકારે દો–આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમને, આજના દુષ્ટ અને દુરાચારી લોકોથી તદ્દન ઊલટું, નૂરે મેહફિલ–શમ્એ મેહફિલના બદલે, મેહફિલનો અંધકાર ઠરાવી છે.

એક અન્ય હદીસમાં હઝરત મયમૂનહ બિન્તે સઅદ (રદિ.) જ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન નકલ કરે છે કે ''જે કોઈ અવરત પણ (શણગાર સજીને અને) ખૂશ્બૂ લગાડીને ઘરની બહાર નીકળે છે અને પુરુષ તેને નિહાળે છે તો અલ્લાહ તઆલા તેનાથી સતત નારાઝ રહે છે, અહિંયા સુધી કે તે પોતાના ઘરે પાછી આવી જાય.'' (તબરાની)

એક અન્ય હદીસમાં હઝરત અબૂ મૂસા (રહ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''નજર નાખનારી પ્રત્યેક આંખ ઝિનાકાર છે અને જ્યારે કોઈ અવરત ખૂશ્બૂ લગાડીને (પુરુષો)ની મજલિસ પાસેથી પસાર થાય તો તે આવી ને તેવી છે, અર્થાત્ ઝિનાકાર છે.'' (અબૂ દાઉદ–તિરમિઝી)

એક હદીસમાં છે : ''જે અવરત ખૂશ્બૂ લગાડીને પુરુષોની પાસેથી પસાર થાય, જેથી તેઓ એની ખૂશ્બૂનો લહાવો માણે તો તે અવરત ઝાનિયહ (વ્યભિચારિણી) છે અને પ્રત્યેક આંખ (જે તેને જુએ) ઝિનાકાર છે.''

(નસાઈ–ઈબ્ને ખુઝયમહ)

એક હદીસમાં હઝરત આઈશહ (રદિ.) રિવાયત કરે છે કે એકવાર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મસ્જિદમાં બેઠેલા હતા કે મુઝયનહ કબીલાની એક અવરત શોભા–શણગારનો લિબાસ પહેરીને મટકતી મટકતી અને ચેનચાળા કરતી કરતી આવી તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''હે લોકો ! પોતાની અવરતોને શોભા–શણગારવાળો લિબાસ પરિધાન કરવાથી અને મસ્જિદમાં મટકવાથી રોકો, કારણ કે બની ઈસરાઈલ પર ત્યાં સુધી લા'નત કરવામાં આવી નથી, જ્યાં સુધી એમની અવરતોએ શોભા–શણગારનો લિબાસ પહેરવાનું અને મસ્જિદો (સુદ્ધાં)માં મટકવાનું અપનાવ્યું ન હતું. (ઈબ્ને માજહ)

એક અન્ય હદીસમાં આવે છે કે એકવાર હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ એક અવરતને નિહાળી કે તેના લિબાસથી ખૂશ્બૂ ફૂટી રહી છે અને તેનો દામન તંગ છે તો આપે તેને પૂછ્યું : ''હે ખુદાની બંદી ! તું મસ્જિદેથી આવી રહી છે ?'' તેણે હકારમાં જવાબ દીધો. આપે ઈરશાદ ફરમાવ્યો કે મેં પોતાના મહબૂબ, અબૂલ કાસિમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવતાં સાંભળ્યા છે કે, ''અલ્લાહ તઆલા તે અવરતની નમાઝ કબૂલ કરતો નથી, જે ખૂશ્બૂ લગાડીને આવે છે, અહિંયા સુધી કે તે ઘરે પાછી આવી જાય અને સારી રીતે એવું ગુસલ ન કરી લે, જેવું કે તે જનાબતનું (સમાગમ પછી) ગુસલ કરે છે.'' (અબૂ દાઉદ : ૨/૨૧૯)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે ''જે અવરત પણ ખૂશ્બૂ લગાડે તે અમારી સાથે ઈશાની નમાઝમાં શામેલ ન થાય.'' (અબૂ દાઉદ : ૨/૨૧૯)

# પતિની રજા વગર ઘરેથી નીકળવું જાઈઝ નથી

અવરતોના ઘરેથી નીકળવા માટે એક અદબ (સંસ્કાર) આ પણ શીખવાડાયો છે કે તેઓ પતિની પરવાનગી વિના ઘરેથી નીકળે નહિ.

(૧૪) હઝરત મુઆઝ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ''જે અવરત પણ અલ્લાહ તઆલા અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવે છે, તેના માટે જાઈઝ નથી કે તે શવહરના ઘરમાં તેની પરવાનગી વિના કોઈને આવવા દે અને શવહરની મરજી વિના ઘરેથી બહાર નીકળે અને આ સિલસિલામાં તે કોઈની પેરવી ન કરે. (મુસ્તદરકે હાકિમ, તબરાની)

## વિવરણ :

હકીકત આ છે કે ઘરેથી નીકળવા માટે પતિની પરવાનગી મેળવવી એક એવો નિયમ છે કે જે સ્ત્રીને પાકદામન અને શીલવાન રહેવામાં ભારે સહાય કરે છે. જે સ્ત્રીઓ પોતાના પતિઓની રજા વિના જ્યાં ચાહે ત્યાં આવતી–જતી રહે છે અને જેને ચાહે તેને ઘરે બોલાવતી રહે છે, તેમના અખ્લાક અને કર્તવ્યો દિવસે દિવસે બગડતાં જાય છે અને તે ગુનાહોની ખીણમાં ધકેલાતી જાય છે.

એક હદીસમાં હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''જે અવરત પણ પતિના ઘરેથી પતિની રજા વગર નીકળે છે તો અલ્લાહ તઆલા તેનાથી નારાજ રહે છે, અહિંયા સુધી કે તે ઘરે પાછી આવી જાય અથવા પતિ તેનાથી રાજી થઈ જાય.''

(કન્ઝુલ ઉમ્માલ)

બલકે એક હદીસમાં, જેના રિવાયતકર્તા હઝરત ઉમર (રદિ.) છે, અહિંયા સુધી આવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : '' સ્ત્રીઓ પોતાના પતિઓની રજા વગર નામહરમ પુરુષોથી વાતચીત ન કરે.'' (તબરાની)

## અવરત મહરમ વગર લાંબો સફર ન કરે

અવરતની નામૂસ (શીલતા અને પ્રતિષ્ઠા)ની હિફાઝત માટે શરીઅતે આ હુકમ પણ દીધો છે કે જ્યારે તે લાંબો પ્રવાસ કરે તો એકલપંડે ન કરે, બલકે મહરમ સાથે કરે. આ જ રીતે તે ફિત્નાઓથી સુરક્ષિત રહી શકે છે.

(૧૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

'' જે અવરત અલ્લાહ તઆલા અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવે છે, તેને જોઈએ કે ત્રણ દિવસ અથવા એનાથી વધુ (દિવસ)નો સફર ન કરે; પરંતુ તેની સાથે તેનો બાપ, ભાઈ, પતિ, પુત્ર અથવા અન્ય કોઈ મહરમ હોય.

(અબૂ દાઉદ, તિરમિઝી, ઈબ્ને માજહ)

**વિવરણ :**

ત્રણ દિવસના સફરથી શરઈ દ્રષ્ટિએ તે અંતર મુરાદ છે, જેના પર નમાઝ કસર કરવી જાઈઝ છે.

એક અન્ય હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''કોઈ પરાયો પુરુષ કોઈ સ્ત્રીને એકાંતમાં ન મળે અને ન તો કોઈ સ્ત્રી મહરમ વિના સફર કરે.'' આ સાંભળીને એક માણસ ઊભો થઈ ગયો અને તેણે અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! મારું નામ ફલાણા ફલાણા ગઝવહ માટે લખાઈ ચૂકયું છે, હાલાં કે મારી પત્ની હજ માટે નીકળી ચૂકી છે.'' હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''જાવ, પોતાની પત્ની સાથે હજ પઢો.'' (બુખારી)

## સ્ત્રીઓ રસ્તા વચ્ચે ન ચાલે

સ્ત્રીઓના બહાર નીકળવાના આદાબ (સંસ્કાર) પૈકી એક અદબ આ પણ બતાવાયો છે કે સ્ત્રીઓ જ્યારે રસ્તા પર ચાલે તો પુરુષોથી અલગ રહીને ચાલે, જેની સૌથી સારી રીત આ છે કે તેઓ રસ્તા વચ્ચેથી હટીને એક સાઈડે થઈને ચાલે, કારણ કે

રસ્તા વચ્ચેથી પુરુષોનું પસાર થવું અનિવાર્ય છે અને મોટા ભાગના વાહનો તથા હમાલીઓ પણ ત્યાંથી જ પસાર થાય છે.

(૧૬) હઝરત અબૂ સઈદ અન્સારી (રદિ.) ફરમાવે છે કે એકવાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મસ્જિદથી બહાર તશરીફ લાવી રહ્યા હતા અને પુરુષો તથા સ્ત્રીઓ ત્યાંથી પસાર થઈ રહ્યાં હતાં. માર્ગમાં પુરુષો અને સ્ત્રીઓ એવી રીતે ચાલી રહ્યાં હતાં (કે સ્ત્રીઓ પરદામાં હોવા છતાં) પુરુષો અને સ્ત્રીઓ માર્ગમાં હળીમળી ગયાં હતાં (અને સ્ત્રીઓ એક તરફ ચાલવાને બદલે માર્ગની વચ્ચે પુરુષોથી ખભેખભા મિલાવીને ચાલી રહી હતી). આ દૃશ્ય નિહાળીને રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''હે સ્ત્રીઓ ! પાછળ રહો, તમને રસ્તા વચ્ચે ચાલવાની છૂટ નથી, તમે રસ્તાના કિનારે કિનારે ચાલો.''

રિવાયતકર્તા કહે છે કે '' આ ઈરશાદ પછી સ્ત્રીઓ રસ્તાના કિનારે એવી રીતે પસાર થતી હતી કે રસ્તાની જમણી યા ડાબી બાજુ જો કોઈ દીવાર હોય તો તેને ચીપકી જતી હતી, અહિંયા સુધી કે ઘણીવાર તેમનું કપડું દીવારમાં અટકવા માંડતું હતું.'' (અબૂ દાઉદ–બયહકી)

## વિવરણ :

એક અન્ય હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે ''સ્ત્રીઓ માટે સખત લાચારી સિવાય ઘરોમાંથી બહાર નીકળવું જાઈઝ નથી અને તેમને કેવળ રસ્તાઓના કિનારે જ ચાલવાનો હક છે.'' (તબરાની)

બીજી એક હદીસમાં હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે એકવાર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રસ્તે જઈ રહ્યા હતા. આપની આગળ આગળ એક સ્ત્રી ચાલતી હતી. આપે (સલ.) તેને ફરમાવ્યું : ''એક તરફ થઈ જાવ.'' તેણે કહ્યું : ''માર્ગ ઘણો મોકળો છે.'' (મારે એક તરફ થવાની કશી જરૂર નથી. સહાબએ કિરામ (રદિ.) તે સ્ત્રીના જવાબ પર ઘણાં ક્રોધે ભરાયા તો) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''તેને છોડી દો, આ નાફરમાન અને બંડખોર સ્ત્રી છે.'' (જામિઉલ ઉસૂલ : ૬/૬૬૦)

એક હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ''પુરુષને બે સ્ત્રીઓ વચ્ચે ચાલવાની મનાઈ ફરમાવી છે.'' (અબૂ દાઉદ)

# નજરને સાચવવાનો હુકમ

સમાજને પવિત્ર બનાવવા અને તેને જાતીય અરાજકતાથી બચાવવા માટે શરીઅતે આપેલા આદેશો પૈકી એક મહત્ત્વંત આદેશ નજરને નીચી રાખવાનો છે, કારણ કે વાસ્તવમાં નજર એલચીનું કામ કરે છે અને તેની સાચવણી ન કરવી બદ અખ્લાકી યા અનૈતિકતાનું પ્રથમ પગથિયું છે.

(૧૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાનો ઈરશાદ નકલ ફરમાવે છે કે ''ખ્વાહિશ અને ગુનાહ દિલો પર અંકુશ મેળવી લે છે અને જે નજર પણ નામહરમ તરફ ઊઠે છે, એનાથી શયતાન મોટી લાલચ અને આશા સાંકળી લે છે.'' (બયહકી)

## વિવરણ :

એક અન્ય હદીસે કુદ્સીમાં હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાનો ઈરશાદ નકલ ફરમાવે છે કે ''નામહરમ પર નજર નાખવી શયતાનના તીરોમાંથી એક ઝેરીલું તીર છે.જેણે તેને મારા ડરથી છોડી દીધું તો હું તેને એના બદલે એવું ઈમાન આપીશ, જેની મીઠાશ તે પોતાના દિલમાં અનુભવશે. (તબરાની–મુસ્તદરકે હાકિમ)

ઉપરોક્ત હદીસથી સ્પષ્ટ થયું કે જે માણસ પણ માત્ર ખુદાના ખૌફથી નામહરમો તરફ નજર ન કરે તો અલ્લાહ તઆલા તેને ઈમાનની મીઠાશ અર્પણ કરે છે. ઉપરાંત, એનાથી આ પણ ફલિત થયું કે દુષ્ટ નજરની સજામાં મુઅમિનને ઈમાનની મીઠાશથી વંચિત કરી દેવામાં આવે છે.

એક હદીસમાં છે : ''જે માણસ કોઈ સ્ત્રીના સૌંદર્ય–સ્થળો પર વાસનાપૂર્વક નજર કરશે તો તેની બંને આંખોમાં કિયામતના દિવસે ઓગાળેલું સીસું નાખવામાં આવશે.'' (અઝ્ ઝવાજિર)

એક અન્ય હદીસમાં છે : ''પોતાની નજરોને નીચી રાખો અને પોતાની શર્મગાહોની હિફાઝત કરો (જો આમ નહિ કરો તો તમારા ચહેરાઓની રોનક હરી લેવાશે).'' (તબરાની)

હદીસમાં છે : ''આવવા–જવાના માર્ગે ન બેસો અને જો કોઈ કારણસર બેસવું

અનિવાર્ય જ હોય તો માર્ગનો હક અદા કરતા રહો, જેમાંથી એક આ પણ છે કે પસાર થતા નામહરમોથી પોતાની નજરોની હિફાઝત કરો.'' (મુસ્લિમ)

દુષ્ટ નજરથી અટકવામાં ઈન્સાનને જે રીતે પોતાની નફસાની ખ્વાહિશો યા મનેચ્છાઓને પાયમાલ કરવી પડે છે અને આ સિલસિલામાં એને જે પુરુષાર્થ કરવો પડે છે, તે એક વિશેષ નેક અમલ છે, જેની નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વિવિધ રીતે ઘણી પ્રેરણા આપી છે. જેમ કે, એક હદીસમાં ઈરશાદ ફરમાવ્યો : ''ત્રણ માણસો એવા છે, જેમની આંખો દોઝખની આગ નિહાળવાથી પણ સુરક્ષિત રહેશે : એક તે આંખ જે અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરતી વખતે પહેરો ભરવામાં વ્યસ્ત રહે, બીજી તે આંખ જે અલ્લાહ તઆલાના ડરથી રડે, ત્રીજી તે આંખ જે અલ્લાહ તઆલાએ હરામ કરેલી વસ્તુઓને નિહાળવાથી અટકી રહે.'' (મજમઉઝ્ ઝવાઈદ)

અન્ય એક હદીસમાં છે : ''પ્રત્યેક આંખ કિયામતના દિવસે રડતી હશે, પરંતુ તે આંખ (રડશે નહિ) જે અલ્લાહ તઆલાએ હરામ કરેલી ચીજોને નિહાળવાથી અળગી રહી અને તે આંખ જે અલ્લાહના માર્ગમાં જિહાદ વખતે ઊંઘથી વંચિત રહી અને તે આંખ જેમાંથી અલ્લાહ તઆલાના ડરને કારણે માખીના માથા બરાબર પણ આંસુ ટપકી પડે. (હુલ્યતુલ અવલિયા)

એક હદીસમાં છે : '' જે પણ મુસલમાનની નજર કોઈ નામહરમ સ્ત્રીના સૌંદર્ય–સ્થળો પર પડી જાય અને પછી તે બીજીવાર જોવા યા એકીટશે જોવાના બદલે પોતાની નજરોને ઝુકાવી લે તો તેના બદલે અલ્લાહ તઆલા તેને એવી ઈબાદત નસીબ ફરમાવે છે, જેની મીઠાશ તે સ્પષ્ટપણે અનુભવે છે. (મુસ્નદે અહમદ)

એક હદીસમાં છે : ''આંખોનો ઝિના (વ્યભિચાર) જોવું છે, જીભનો ઝિના બોલવું છે, કાનનો ઝિના સાંભળવું છે, હાથનો ઝિના પકડવું છે, પગનો ઝિના ચાલવું છે અને દિલનો ઝિના ખ્વાહિશ, તમન્ના અને આરઝૂ કરવી છે.''

એક અન્ય હદીસમાં છે : છ (૬) ચીઝોની તમે બાંહેધરી આપી દો તો હું તમારા માટે જન્નતની બાંહેધરી આપું છું : (૧) વાત કરો તો જૂઠું ન બોલો, (૨) અમાનતમાં ખયાનત ન કરો, (૩) વચનભંગ ન કરો, (૪) નજરો નીચી રાખો, (૫) હાથોને ઝુલ્મ અને અત્યાચારથી બચાવો, (૬) શર્મગાહોની હિફાઝત કરો.

(મુસ્નદે અહમદ : ૫/૩૨૩)

એક હદીસમાં ફરમાવાયું છે કે : ''સારી પેઠે સમજી લો કે અલ્લાહ તઆલા તે માણસ પર લાનત ફરમાવે છે, જે નામહરમોને જુએ છે અને તે માણસ ઉપર પણ લાનત વરસાવે છે, જે નામહરમોની સામે પોતાનો દેખાડો કરે છે. (મિશ્કાત : ૨૭૦)

ઉપરોક્ત હદીસથી ઘણી વાતો પ્રતિપાદિત થાય છે, જેમાં વ્યાપક નિયમરૂપે પ્રત્યેક હરામ નજરને લાનતપાત્ર બતાવી છે અને ન માત્ર જોવાવાળા પર લાનત મોકલી છે; બલકે પોતાની ખૂશી અને અધિકારથી જે કોઈ પણ પુરુષ અને સ્ત્રી કોઈ એવા સ્થળે ઊભાં હોય, જ્યાંથી શરીઅત વિરુદ્ધ નજર નાખી શકાય અથવા કોઈ પણ પુરુષ અને સ્ત્રી કોઈ પુરુષ યા સ્ત્રીની સામે તે અંગ ખોલી દે અથવા ખુલ્લું રહેવા દે, જેને જોવું જોવાવાળા માટે હલાલ ન હોય તો બતાવનારો પણ લાનતને પાત્ર છે.

## પોતાના અધિકારથી બેપર્દગીના સ્થળે ઊભા રહેવાની નિંદા

મજકૂર હદીસનું વધુ સ્પષ્ટીકરણ આ છે કે કોઈ સ્ત્રી પરદા વગર બજાર, મેલા યા પાર્કમાં ચાલી ગઈ, જેના કારણે પરપુરુષોએ તેને જોઈ લીધી તો તે પુરુષ–સ્ત્રી આ લાનતને પાત્ર ઠર્યાં. એ જ પ્રમાણે કોઈ સ્ત્રી દરવાજા, બારી યા અગાશીથી બહાર ડોકિયું કરે છે તો આ સ્ત્રી દુષ્ટ નજરને કારણે લાનતને પાત્ર છે અને પરાયા પુરુષોને જોવાની તક આપવાને કારણે પણ લાનતને પાત્ર છે. એ જ પ્રમાણે શાદીના પ્રસંગે સલામી માટે જ્યારે દુલ્હો (વરરાજા) અંદર આવી ગયો અને નામહરમ સ્ત્રીઓને જોવાની તક દીધી તો આ દુલ્હો સ્ત્રીઓ વચ્ચે બેસવાને કારણે અને સ્ત્રીઓ તેને જોવાને કારણે લાનતપાત્ર બની ગયાં. કોઈ સ્ત્રીએ બીજી સ્ત્રીને જો દૂંટીથી લઈ ઘૂંટણોના અંત સુધીનો આખો યા થોડોક ભાગ બતાવી દીધો તો જોવાવાળી અને બતાવનારી બંને લાનતને પાત્ર બની ગઈ. એ જ પ્રમાણે જો કોઈ પુરુષે કોઈ પુરુષની સામે દૂંટીની નીચેથી લઈ ઘૂંટણોના અંત સુધીનો આખો ભાગ ખોલી દીધો તો જોવાવાળો અને બતાવનારો બંને લાનતને પાત્ર ઠર્યા. કોઈ સ્ત્રીએ પોતાના મહરમ (બાપ–ભાઈ વગેરે) સામે પોતાનું પેટ, પીઠ, જાંઘ યા ઘૂંટણ ખોલી દીધો તો જોનાર અને બતાવનાર બંનેએ લાનત પાત્ર કામ કર્યું લેખાશે. ઘણાં પશ્ચિમગ્રસ્ત પરિવારોમાં આ આફત સામાન્ય છે કે અંગ્રેજ સ્ત્રીઓના દેખાદેખી માત્ર એક ફ્રોક પહેરીને ઘરોમાં રહે છે અને પાયજામા–ઈઝાર યા સાડીના બદલે નાનકડી લંગોટ યા જાંગિયું પહેરી રાખે છે, જેના કારણે જાંઘો અને ઘૂંટણો ઘરના પુરુષો સામે, બલકે નોકરો સામે પણ (જેમને ઘરોમાં રાખવા હરામ છે) ઉઘાડા રહે છે. આ રીતે ઘરના તમામ પુરુષો અને સ્ત્રીઓ લાનતને પાત્ર બની જાય છે.

નજર નીચી રાખવાના સંદર્ભમાં આ વાત પણ સમજી લેવી જોઈએ કે ઈરાદાપૂર્વક નામહરમને જોવું જાઈઝ નથી. જો ઈરાદા અને ઈખ્તિયાર વગર કોઈના પર નજર પડી જાય તો એને એકીટશે જોવું અથવા બીજીવાર જોવું હરામ છે. જેમ કે, એક હદીસમાં હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ બજલી (રદિ.) ફરમાવે છે કે મેં નબીએ

કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઈરાદા વિના અચાનક નજર પડી જવા વિષે પૂછયું તો આપ (સલ.)એ ફરમાવ્યું કે (સતત અથવા બીજીવાર જોવાને બદલે) ''પોતાની નજરોને ફેરવી લો.'' (મુસ્લિમ–તિરમિઝી)

બીજી એક હદીસમાં હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અલી (રદિ.)ને ઈરશાદ ફરમાવ્યો કે '' હે અલી ! તમારા માટે જન્નતમાં મોટો ભાગ છે, તમે એક નજર પછી બીજી નજર ન નાખો, કારણ કે પહેલી નજર (તો ઈરાદા વગર અને અચાનક હોવાની પરિસ્થિતિમાં) તમારા માટે માફ છે.'' (મુસ્નદે બઝ્ઝાર)

## નામહરમ પુરુષ સાથે એકલા રહેવાની મનાઈ

કોઈ જગ્યાએ પુરુષ અને સ્ત્રીનું એકલા રહેવું એક એવી બાબત છે, જે મોટાભાગે બદકારીમાં પરિણમે છે. શરીઅતે બદકારી અને વ્યભિચારનો દ્વાર સદંતર બંધ કરવાના આશયે એની સખત મનાઈ ફરમાવી છે.

(૧૮) હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''કોઈ પુરુષ જ્યારે કોઈ સ્ત્રી સાથે એકાંતમાં હોય છે તો ત્યાં એ બંને સિવાય ત્રીજો શયતાન પણ હોય છે.'' (તિરમિઝી)

### વિવરણ :

શયતાનનું કામ તો ગુનાહ કરાવવાનું જ છે. જ્યારે પણ કોઈ પુરુષ પરાયી સ્ત્રી સાથે એકાંતમાં હશે તો શયતાન પણ ત્યાં મવજૂદ હશે, જે બંનેની ભાવનાઓને ઉત્તેજિત કરશે અને બંનેના દિલોમાં અપકૃત્ય કરવાના વસવસાઓ નાખશે. આ જ કારણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ગૈર મહરમની પાસે એકાંતમાં રહેવાની ભારપૂર્વક મનાઈ ફરમાવી છે. આ મનાઈ પર દ્રઢતાપૂર્વક અમલ કરવાની જરૂર છે. ચાહે ઉસ્તાઝ હોય કે પીર, અથવા મામા, ફોઈ, કાકા અને માસીનો પુત્ર હોય. એમની પાસે એકાંતમાં રહેવાથી સ્ત્રીએ બચવું જરૂરી છે અને પુરુષોએ પણ નામહરમ સ્ત્રીઓ સાથે એકાંતમાં ઊઠબેસ કરવાથી બચવાનો પ્રબંધ કરવો જરૂરી છે. નામહરમ સાથે હળવું–ભળવું ગુનાહિત કૃત્ય છે.

એક હદીસમાં હઝરત અમ્ર ઈબ્ને આસ (રદિ.)હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)નું ફરમાન નકલ કરતાં કહે છે કે, ''હુઝૂર (સલ.) અમને સ્ત્રીઓ પાસે તેમના પતિઓની રજા વિના જવાની મનાઈ ફરમાવતા હતા.''

બીજી એક હદીસમાં છે : ''પતિઓની ગેર હાજરીમાં (તેમની) અવરતો પાસે ન જાવ, કારણ કે શયતાન તમારી અંદર લોહીની જેમ ભ્રમણ કરે છે. (તિરમિઝી)

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : ''આજ પછી કોઈ માણસ કોઈ સ્ત્રી પાસે તેના પતિની ગેર હાજરીમાં ન જાય, જ્યાં સુધી કે તેની સાથે બીજા એક–બે માણસો ન હોય.''

અન્ય એક હદીસમાં છે : ''મુજાહિદોની સ્ત્રીઓ પાસે (તેમની ગેર હાજરીમાં) જવાથી પરહેઝ કરો.'' (કશ્ફુલ અસ્તાર : ૨૧૬)

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ''સાવધાન ! કોઈ માણસ કદાપિ સય્યિબ (પતિવિહોણી) સ્ત્રી પાસે રાત ન ગુઝારે. અલબત્ત, એવો માણસ (રાત ગુઝારી શકે છે) જેણે એ સ્ત્રી સાથે નિકાહ કરી લીધા હોય અથવા તેનો મહરમ હોય.'' (મુસ્લિમ)

ઉપરોક્ત અહાદીસમાં અત્યંત ભારપૂર્વક આ વાતની મનાઈ કરવામાં આવી છે કે કોઈ પુરુષ પોતાની પત્ની અથવા મહરમ સ્ત્રી સિવાય કોઈ ગેરમહરમ સાથે રાતવાસો કરે. આ મનાઈ ભારે દુરંદેશી પર આધારિત છે અને એમાં ભારે ઔચિત્ય તથા હિકમત (ડહાપણ) છે. એમ તો દરેક સમયે નામહરમ પુરુષ અને સ્ત્રીનું એકાંતમાં રહેવું નિષિદ્ધ (મમ્નૂઅ) છે; પરંતુ વિશેષરૂપે કોઈ ગેર મહરમ સાથે રાત રહેવાની સખત મનાઈ એ કારણે ફરમાવી કે રાતના અંધકાર અને એકાંતમાં ગુનાહ કરવાની તક સાંપડવી અતિ સરળ છે. આ મનાઈમાં દરેક નામહરમનો સમાવેશ થઈ ગયો. જેઠ, દિયર, નણદોઈ, પિત્રાઈ ભાઈ, મામા અને ફોઈનો પુત્ર–આ સૌ ગેર મહરમ છે. સ્ત્રીઓ સામાન્યપણે એમની પાસે બેધડક ચાલી જાય છે અને રાત હોય કે દિવસ, તેમનાથી પરદો કરવાની તકેદારી રાખતી નથી. શરઈ દ્રષ્ટિએ આની સખત મનાઈ છે. પુરુષ અને સ્ત્રી બંને માટે આ હુકમ એક સરખો છે. હદીસમાં વિશેષરૂપે પુરુષને આ કારણે સંબોધન કર્યું કે પુરુષ શક્તિવાન હોય છે. જો તે એકાંતમાં કોઈ નામહરમ સ્ત્રી પાસે પહોંચી જાય તો સ્ત્રી તેને હટાવવા લાચાર રહેશે, જેથી સંબોધનનું મુખ પુરુષ તરફ કરાયું કે તે પરાયી સ્ત્રી પાસે રાતવાસો ન કરે. જો કોઈ પુરુષ આ હુકમનો અનાદર કરે તો સ્ત્રીના શિરે જરૂરી છે કે તે ત્યાંથી ચાલી જાય અને તે પુરુષને એકલો છોડી દે.

ઉપરોક્ત હદીસમાં ''લા યબીતન્ન રજુલુન્ ઈન્દ ઈમ્રઅતિન્ સય્યિબ'' (કોઈ માણસ સય્યિબ–પતિવિહોણી સ્ત્રી પાસે રાત ન ગુઝારે) ફરમાવાયું છે. ''સય્યિબ'' વિધવા સ્ત્રીને કહે છે અને જેનો પતિ ન હોય તેને પણ ''સય્યિબ'' કહે છે. આ ફરમાનમાં

વિધવાનો પણ સમાવેશ થઈ ગયો, કુંવારીનો પણ અને ત્યકતા (મુતલ્લકહ)નો પણ. અલ્લામહ નવવી (રહ.) શર્હે મુસ્લિમમાં કહે છે :

> ''સય્યિબનો ઉલ્લેખ વિશેષરૂપે એ કારણે ફરમાવ્યો કે નિકાહની ઈચ્છા ધરાવનાર અથવા ખરાબ ખ્યાલ ધરાવનાર લોકો વિધવાને રેઢિયાળ અને અસુરક્ષિત સમજીને તેની પાસે આવન–જાવન રાખવા ચાહે છે અને કુંવારી કન્યા પાસે બેધડક જવાની હામ–હિંમત કરતા નથી. તે પોતે પણ પોતાને સુરક્ષિત રાખવા ચાહે છે અને ઘરવાળાઓ પણ તેની હિફાઝતની તકેદારી રાખે છે.''

અલ્લામહ નવવી (રહ.) વધુમાં લખે છે :

> ''જ્યારે સય્યિબની પાસે ગેર મહરમને રાતવાસો કરવાની મનાઈ છે, હાલાંકે તેની પાસે આવવા–જવામાં સુસ્તી અને ગફલત દાખવવામાં આવે છે, તો કુંવારી સ્ત્રી પાસે નામહરમને રાત ગુઝારવાની તો શ્રેષ્ઠ રીતે મનાઈ થઈ ગઈ.''

## અવરતોને હમ્મામમાં ગુસલ કરવાની મનાઈ

પવિતત્રા અને શીલતાની જાળવણી માટે જે આદેશો અને ઉપદેશો અપાયાં છે, તે પૈકી એક મહત્ત્વનો આદેશ સ્ત્રીઓ માટે હમ્મામ (સ્નાનાગાર)માં નહાવાની મનાઈ છે.

(૧૯) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''જે માણસ અલ્લાહ તઆલા અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવે છે, તેના શિરે આવશ્યક છે કે લૂંગી વગર હમ્મામમાં દાખલ ન થાય અને જે માણસ અલ્લાહ અને આખિરતના દિવસ પર શ્રદ્ધા ધરાવતો હોય, તેને જોઈએ કે પોતાની પત્નીને હમ્મામમાં દાખલ ન કરે અને જે માણસ અલ્લાહ અને આખિરતના દિવસ પર આસ્થા ધરાવતો હોય, તે કોઈ એવા દસ્તરખ્વાન પર ન બેસે, જેના પર શરાબની ધૂમ મચેલી હોય.'' (તિરમિઝી–નસાઈ)

**વિવરણ :**

એક હદીસમાં હઝરત આયશા (રદિ.) રિવાયત કરે છે કે ''નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પુરુષો અને સ્ત્રીઓને હમ્મામમાં દાખલ થવાની મનાઈ ફરમાવી દીધી હતી. પછી માત્ર પુરુષોને આ શરતે રજા આપી દીધી કે લુંગી પહેરીને અર્થાત્ સતર છુપાવીને દાખલ થાય.''

એક અન્ય હદીસમાં હઝરત ઉમ્મે દરદાઅ્ (રદિ.)ઈરશાદ ફરમાવે છે કે ''એકવાર હું હમ્મામથી સ્નાન કરીને નીકળી તો રસ્તામાં મારી મુલાકાત હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે થઈ. આપે ઈરશાદ ફરમાવ્યો : ''હે ઉમ્મે દરદાઅ્ ! કયાંથી આવી રહ્યાં છો ?'' મેં અરજ કરી : ''હમ્મામથી.'' આપે ઈરશાદ ફરમાવ્યો : ''તે ઝાતની કસમ, જેના અંકુશમાં મારો પ્રાણ છે, જે કોઈ સ્ત્રી પણ પોતાના ઘર સિવાય બીજે કોઈ ઠેકાણે કપડાં ઉતારે છે તો તે અલ્લાહ અને પોતાના દરમિયાન દરેક પરદાને અપમાનિત કરે છે.'' (મુસ્નદે અહમદનો હાશિયો : ૬/૩૬૨)

હઝરત મવલાના કારી મુહમ્મદ તય્યિબ સા. (રહ.) લખે છે : ''શું આજની હોટલો હમ્મામોથી કંઈક ઓછી કે ઊતરતી છે, જેમાં સ્ત્રીઓને એકાંતમાં લાવવાનું કૃત્ય એક વિશેષ વેપારનું સ્વરૂપ ધારણ કરી ચૂકયું છે ? શું કલબો અને જાહેર પાર્કો આ હમ્મામો (સ્નાનગૃહો)થી કંઈક ઓછાં કે ઊતરતાં છે, જેમાં મિલનનો સમય વિશેષરૂપે નિયુક્ત હોય છે અને વાયદાઓ સાથે આવાં આવાં મિલન અમલમાં આવે છે ? શું આજકાલની સ્કૂલો હમ્મામોથી કમ છે, જેમાં કન્યાઓને પોતાના વાલીઓની સારસંભાળથી વિખૂટી પાડીને પરાયાઓની દયા પર ઘરોથી બહાર મોકલી દેવામાં આવે છે, પછી શું શું ઘટનાઓ બનતી નથી ? શું આ સર્વ કાંઈ જહાલતયુગના તે શણગારના પ્રદર્શનનું પ્રતિબિંબ નથી, જેની મનાઈ અને તબ્દીલી પર કુર્આને મજીદે પોતાની બધી શક્તિ ખર્ચ કરી દીધી હતી ?'' (શરઈ પરદા : ૧૬)

## સ્ત્રીઓ માટે પુરુષોને જોવાની મનાઈ

જે રીતે પુરુષો માટે જરૂરી છે કે તેઓ નામહરમ સ્ત્રીઓને જોવાથી પરહેઝ કરે, એ જ રીતે સ્ત્રીઓને પણ હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ નામહરમ પુરુષોને જોવાથી પરહેઝ કરે.

(૨૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે ''હું અને હઝરત મયમૂનહ (રદિ.), અમે બંને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે હતાં કે અચાનક અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.) સામે આવ્યા અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે આવવા લાગ્યા. હઝરત અબ્દુલ્લાહ અંધ હતા, એ કારણે અમે બંનેવે એમનાથી પરદો કરવાનો ઈરાદો કર્યો

નહિ અને એ જ પ્રમાણે પોતાની જગ્યાએ બેસી રહ્યાં. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "એમનાથી પરદો કરો." મેં અરજ કરી : "યા રસૂલલ્લાહ ! શું તેઓ અંધ નથી ? તેઓ તો અમને જોઈ રહ્યા નથી !" એના જવાબમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "શું તમે બંને પણ અંધ છો, શું તમે એમને જોઈ રહ્યાં નથી ?" (અહમદ, તિરમિઝી, અબૂ દાઉદ)

## વિવરણ :

મજકૂર હદીસથી સ્પષ્ટ થયું કે સ્ત્રીઓ શક્ય હોય ત્યાં સુધી પુરુષો પર નજર ન નાખે. હઝરત અબ્દુલ્લાહ (રદિ.) નેત્રહીન યા આંધળા હતા, પાકબાઝ સહાબી હતા. હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બંને પુનિત પત્નીઓ અત્યંત પાકદામન અને શીલવાન હતાં, છતાં આપે (સલ.) બંને પત્નીઓને પરદો કરવાનો હુકમ ફરમાવ્યો.

## પુરુષોએ સ્ત્રીઓની અને સ્ત્રીઓએ પુરુષોની ઢબછબ અપનાવવાની મનાઈ

જાતીય સ્વચ્છંદતા અને નૈતિક અરાજકતાથી સમાજને બચાવવા માટે શરીઅતે પુરુષ અને સ્ત્રી બંને જાતિઓને જુદાં જુદાં વિશેષ આદેશો આપ્યાં છે. ફિતરત યા પ્રકૃતિનો પણ આ જ તકાદો છે અને સમજબુદ્ધિનો પણ. દરેક વસ્તુ ત્યારે જ સુંદર લાગે છે, જ્યારે તે પોતાના મૂળ સ્વરૂપમાં હોય અને જ્યારે તે પોતાની કુદરતી શકલ–સૂરત બગાડી નાખે છે તો ખૂબસૂરત લાગવાને બદલે વધુ બદસૂરત લાગવા માંડે છે.

(૨૧) ઉબય ઈબ્ને મુલયકહનું બયાન છે કે હઝરત આયશા (રદિ.)ને કોઈએ અરજ કરી કે "એક મહિલા પુરુષ પહેરે છે તેવા જોડા પહેરે છે." હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું : "અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવી સ્ત્રી પર લાનત ફરમાવી છે, જે પુરુષોની રીતભાત અપનાવે છે."

(અબૂ દાઉદ : ૨/૨૧૦)

## વિવરણ :

એક હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "ત્રણ વ્યક્તિઓ

જન્નતમાં જશે નહિ : ૧. જે મા–બાપની નાફરમાની કરે, ૨. દય્યૂસ પુરુષ, ૩. તે સ્ત્રી જે પુરુષની રીતભાત અપનાવે.'' (હાકિમ–બયહકી)

એક હદીસમાં હઝરત તમીમ દારી (રહ.) રિવાયત કરે છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સાંભળ્યા છે કે ''આપે (સલ.)સ્ત્રીઓને (પુરુષો જેવી) ટોપીઓ પહેરવાની, (પુરુષો જેવા) જોડા પહેરવાની, (પુરુષોની) મજલિસોમાં બેસવાની અને કમીસ વગર ઈઝાર અને ચાદર પહેરવાની મનાઈ ફરમાવી છે.'' (કશ્ફુલ ગુમ્મહ : ૧/૧૬૩)

હઝરત ઉમ્મે સલમા (રદિ.) બયાન ફરમાવે છે કે તેમણે ઓઢણી બાંધેલી હતી, એવામાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તશરીફ લાવ્યા તો આપે ફરમાવ્યું : ''ઓઢણી એકવાર લપેટીને ઓઢયા કરો, પુરુષોના ગલપટાની જેમ બાંધ્યા ન કરો.'' (અબૂ દાઉદ : ૨/૨૧૨)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં એક હીજડાને રજૂ કરાયો, જેણે પોતાના હાથે અને પગે મહેંદી મૂકેલી હતી. આપ (સલ.)એ પૂછયું : ''આ માણસની કેવી હાલત છે ? '' લોકોએ અરજ કરી : ''આ સ્ત્રીઓની મુશાબહત (એકરૂપતા) ધારણ કરે છે.'' આપે (સલ.) તેના વિષે હુકમ ફરમાવ્યો કે તેને મદીનાથી નકીઅ સ્થળે તડીપાર કરી દેવામાં આવે.'' (અબૂ દાઉદ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુમા) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવા પુરુષો પર લાનત ફરમાવી છે, જે સ્ત્રીઓની શકલ–સૂરત બનાવીને હીજડા બની જાય છે અને તે સ્ત્રીઓ ઉપર લાનત ફરમાવી છે, જે પુરુષોની ઢબછબ અપનાવે છે અને આપે ઈરશાદ ફરમાવ્યો કે ''એમને પોતાના ઘરોમાંથી બહાર કાઢી મૂકો.'' (બુખારી)

આ હદીસોથી સ્પષ્ટ થયું કે આપણા પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ વાતથી ઘણી જ નફરત હતી કે પુરુષ સ્ત્રીઓ જેવો પોશાક પરિધાન કરે અથવા કોઈ રીતે પણ સ્ત્રીપણું ગ્રહણ કરે અને આપને આ વાત પ્રત્યે પણ ભારે સૂગ હતી કે સ્ત્રીઓ પુરુષો જેવો લિબાસ પહેરે અથવા પુરુષો જેવી ઢબછબ અપનાવે. આ નફરતને કારણે આપે (સલ.) આ પ્રકારના પુરુષો અને સ્ત્રીઓ પર લાનત ફરમાવી છે.

વાસ્તવમાં બુદ્ધિનો તકાદો પણ આ જ છે કે પુરુષ, પુરુષ બનીને રહે અને સ્ત્રી, સ્ત્રી બનીને રહે. આજકાલના લોકો રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માર્ગદર્શનને નજર સમક્ષ રાખતા નથી; બલકે યૂરોપ અને અમેરિકાના

કાફિરો તથા અભિનેતાઓ અને અભિનેત્રીઓની ચાલચલગત ધારણ કરે છે, તેમ જ એમના તરફથી જે લિબાસ, વેશભૂષા અને રીતભાત મળે છે, તેમને જ અપનાવવામાં પોતાનું ગૌરવ સમજે છે. ભલે, તે લિબાસ અને રીતભાત અલ્લાહ તઆલાની નજીક લાનત–ફિટકાર અને રહમતથી દૂરીનું જ નિમિત્ત બનતાં હોય. અલ્લાહ તઆલા અમ સૌ મુસલમાનોને સાચી સમજ અર્પણ કરે અને પોતાના પ્યારા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માર્ગદર્શનને અનુસરવાની તવફીક અતા ફરમાવે, જેમાં સંપૂર્ણપણે આપણો જ લાભ છે, કારણ કે અલ્લાહ તઆલા અને પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપણને જે પણ હુકમો દીધાં છે, એમાં આપણો જ લાભ છે.

## લિબાસના અહકામ

અત્રે ટૂંકાણમાં આ દર્શાવી દેવું યોગ્ય જણાય છે કે શરીઅતે પુરુષ અને સ્ત્રીના લિબાસ વિશે શું હુકમો આપ્યાં છે અને ઈસ્લામે નગ્નતાને કેટલી બધી નાપસંદ ફરમાવી છે, કારણ કે આ મસ્અલાનો પણ સીધો સંબંધ હિજાબ કે પરદા સાથે જ છે.

સ્ત્રી અને પુરુષના બદનનો તે ભાગ, જેને અરબી ભાષામાં ''અવરત'' અને ઉર્દૂ તથા ફારસી ભાષામાં ''સતર'' કહે છે, છુપાવવો શરઈ, પ્રાકૃતિક અને બૌદ્ધિક રીતે ફર્ઝ છે અને ઈમાન પછી સૌથી પહેલો ફર્ઝ, જેના પર અમલ કરવો જરૂરી છે, તે સતરના અંગોને છુપાવવું છે. આ હુકમ સૃષ્ટિના સર્જન યા આદિકાળથી ફર્ઝ છે અને તમામ અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ની શરીઅતોમાં ફર્ઝ રહ્યો છે; બલકે શરીઅતોના અસ્તિત્વથી પણ પહેલાં (ફર્ઝ રહ્યો છે), જ્યારે જન્નતમાં વર્જિત વૃક્ષ ખાવાને કારણે હઝરત આદમ અને હવ્વા (અલયહિમસ્સલામ)નો જન્નતી લિબાસ ઊતરી ગયો અને તેમનું સતર ખુલી ગયું તો ત્યાં પણ હઝરત આદમ (અલૈ.)એ સતરને ઉઘાડું રાખવું જાઈઝ સમજ્યું નહોતું. એ જ કારણે હઝરત આદમ અને હવ્વા બંનેવે જન્નતનાં પાંદડાં પોતપોતાનાં શરીર પર બાંધી દીધાં. દુનિયામાં આવ્યા પછી આદમ (અલૈ.)થી અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી દરેક પયગમ્બરની શરીઅતમાં સતરને છુપાવવું ફર્ઝ રહ્યું છે. છુપાવવાને પાત્ર અવયવોની નિયુક્તિ અને હદબંદીમાં તો મતભેદ હોઈ શકે છે, પરંતુ સતર છુપાવવાની મૂળભૂત ફર્ઝિય્યત તો તમામ નબીઓની શરીઅતોમાં સર્વસ્વીકૃત રહી છે અને આ ફર્ઝ પ્રત્યેક મનુષ્ય–પુરુષ અને સ્ત્રી–ને આપોઆપ લાગુ પડે છે, કોઈ બીજું જોવાવાળું હોય કે ન હોય. એ જ કારણે જો કોઈ માણસ અંધારી રાતે નગ્ન અવસ્થામાં નમાઝ પઢે, હાલાં કે સતર છુપાવવા જેટલું કપડું તેની પાસે મવજૂદ હોય, તો આ નમાઝ સર્વાનુમતે નાજાઈઝ છે, હાલાંકે તેને નગ્ન અવસ્થામાં કોઈએ પણ જોયો નથી (અલ બહરુર્રાઈક). એ જ પ્રમાણે જો નમાઝ કોઈ

એવા સ્થળે પઢી, જ્યાં કોઈ બીજો માણસ જોવાવાળો નથી અને તેવા સમયે પણ જો નમાઝમાં સતર (ગુપ્તાંગો) ખુલી ગયું તો નમાઝ તૂટી જશે.

## નગ્નતા હરામ છે અને સતરને છુપાવવું ફર્ઝ છે

કુર્આને મજીદમાં પોશાકનો અલ્લાહ તઆલાએ એક નેઅમત તરીકે ઉલ્લેખ કર્યો છે અને એના વિશે સ્પષ્ટ ઈરશાદ ફરમાવ્યો છે કે પોશાક મનુષ્યના સતરને ઢાંકે છે અને તેનાં બદનના તે અંગો–ઉપાંગોને છુપાવે છે, જેમને જાહેર કરવું કુદરતી રીતે બુરું સમજવામાં આવે છે. અહાદીસમાં પણ નગ્નતાની ભારે નિંદા બયાન થઈ છે.

(૨૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''નગ્નતાથી બચો, કારણ કે તમારી સાથે દરેક સમયે તે (ફરિશ્તા) રહે છે, જે તમારાથી કઝાએ હાજત (મળત્યાગ) અને સંભોગના સમય સિવાય કદાપિ જુદા પડતા નથી, તો તમે એમનાથી શરમ–હયા કરતા રહો અને એમનો આદર જાળવતા રહો.'' (તિરમિઝી)

### વિવરણ :

એક હદીસમાં હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, ''હું આકાશેથી ગબડી પડીને બે ટુકડે થઈ જાઉં, એ મને વધુ પસંદ છે, આ વાતથી કે હું કોઈનું સતર જોઉં યા કોઈ મારું સતર જુએ.'' (મબ્સૂતે સરખસી)

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે આપે ફરમાવ્યું : ''કોઈ પુરુષ કોઈ પુરુષના સતર પર નઝર ન નાખે અને કોઈ સ્ત્રી કોઈ સ્ત્રીના સતર પર નજર ન નાખે તથા કોઈ પુરુષ કોઈ પુરુષ સાથે માત્ર એક કપડામાં ન રહે અને કોઈ સ્ત્રી કોઈ સ્ત્રી સાથે એક કપડામાં ન રહે.'' (મુસ્લિમ)

એક હદીસમાં હઝરત બહઝ ઈબ્ને હકીમ પોતાના દાદાથી રિવાયત કરે છે કે એમણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું : ''યા રસૂલલ્લાહ ! અમે પોતાના સતરને કોનાથી છુપાવીએ અને કોનાથી ન છુપાવીએ ? આપ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : ''પોતાના સતરની પોતાની પત્ની અને લોંડી સિવાય દરેકથી હિફાઝત કરો.'' મેં અરજ કરી : ''યા રસૂલલ્લાહ ! શું પુરુષ પણ પુરુષ સાથે આ જ

પ્રમાણે છુપાવવાનો વર્તાવ કરે ?'' આપે (સલ.)ઈરશાદ ફરમાવ્યો : ''શકય હોય ત્યાં સુધી સતરને કોઈ જોવા ન પામે.'' મેં ફરી અરજ કરી : ''યા રસૂલલ્લાહ ! માણસ કદી એકલો પણ હોય છે.'' (શું તે સમયે પણ નગ્ન રહી શકતો નથી ?) આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો : ''અલ્લાહ તઆલા આ વાતનો વધુ હક ધરાવે છે કે તેનાથી શરમ–હયા કરવાનાં આવે.'' (તિરમિઝી)

એક હદીસમાં હઝરત જબ્બાર ઈબ્ને સખ્ર (રદિ.) ફરમાવે છે કે ''અમને આ વાતની મનાઈ કરવામાં આવી છે કે અમારા સતર પર (બીજાની) નજર પડે.''
(અઝ્ ઝવાજિર)

એક અન્ય હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે : ''મને આ વાતની મનાઈ કરવામાં આવી છે કે હું સતર ઉઘાડું રાખીને નગ્ન અવસ્થામાં ચાલતો–ફરતો રહું.'' (અઝ્ ઝવાજિર)

એકવાર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સદકાના ઊંટોના ગૌચર તરફ ગયા. ત્યાં જોયું કે પશુઓને ચરાવનારો તડકામાં નાગોટાટ આડો પડયો છે. આપે તરત તેને છુટો કરી દીધો અને ઈરશાદ ફરમાવ્યો : કોઈ એવો માણસ અમારે ત્યાં કામ ન કરે, જે શરમ–હયાથી ખાલીખમ હોય.'' (મબ્સૂતે સરખસી)

એકવાર હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈ ઠેકાણે જઈ રહ્યા હતા તો આપે જોયું કે એક નોકર જાહેરમાં નાગો નાહી રહ્યો છે. આપે તેને ફરમાવ્યું: ''હું તમને ખુદાથી હયા કરનાર પામતો નથી, તમે પોતાનો મામલો ખતમ સમજો, અમારે તમારા કામની કશી જરૂર નથી.'' (અઝ્ ઝવાજિર)

નગ્નતાને એટલી બધી નાપસંદ કરવામાં આવી છે કે બિલકુલ સંભોગ દરમિયાન પણ પતિ–પત્નીને હદીસ શરીફમાં આ અદબ (સંસ્કાર) બતાવાયો છે કે ''જ્યારે તમારામાંથી કોઈ માણસ પોતાની પત્ની પાસે આવે તો સતરની સંભાળ રાખે અને બંને ગધેડાંઓની જેમ બિલકુલ જ નાગાં (વસ્ત્રહીન) ન થઈ જાય.'' (ઈબ્ને માજહ)

યાદ રહે કે શરીઅતમાં પુરુષ માટે દૂંટીથી લઈ ઘૂંટણોનો અંત સુધીનો ભાગ સતર નિયુકત કરાયો છે, જ્યારે મુખ, હથેળીઓ અને બંને કદમ સિવાય સ્ત્રીનું આખું બદન પુરુષના હકમાં સતર છે અને અવરતના હકમાં એનું સતર દૂંટીથી લઈ ઘૂંટણોના નીચે સુધીનો ભાગ છે.

## લિબાસ કેવો હોવો જોઈએ ?

શરીઅતે કોઈ ખાસ લિબાસ નક્કી કર્યો નથી. દરેક વિસ્તાર અને પ્રદેશના લોકોને મોસમ અને હવામાનની દ્રષ્ટિએ લિબાસની પસંદગીમાં આઝાદી આપવામાં આવી છે. અલબત્ત, ઈસ્લામે લિબાસના સંદર્ભમાં જે મહત્ત્વંત આદાબ યા શિષ્ટાચાર સૂચવ્યાં છે, તે આ પ્રમાણે છે :

(૧) લિબાસ એવો હોવો જોઈએ, જેનાથી સંપૂર્ણપણે સતર છુપાઈ જાય.

(૨) લિબાસ એવા બારીક (પારદર્શક) કપડાનો ન હોવો જોઈએ, જેનાથી બદનનો અંદરનો ભાગ નજરે પડે.

(૩) લિબાસ એવો તંગ અને ચુસ્ત ન હોવો જોઈએ, જેનાથી બદનનો આરોહ–અવરોહ, ચહેરો–મહોરો અને રૂપરંગ મહસૂસ કરી લેવામાં આવે અને લિબાસની ચુસ્તી પરદા અને પવિત્રતાના બદલે બેપર્દગી, નગ્નતા અને કામોત્તેજના (શહવત ઉશ્કેરાવા)નું નિમિત્ત બની જાય.

(૪) પુરુષ રેશમી કપડું ન પહેરે, રેશમી કપડાની લચક પુરુષના સ્વભાવ અને રુચિની વિરુદ્ધ તથા સ્ત્રીપણાને બિલકુલ અનુરૂપ છે.

(૫) પુરુષ અને સ્ત્રી વિજાતિની મુશાબહત (અનુરૂપતા) ધરાવનાર લિબાસ ન પહેરે અર્થાત્ પુરુષ સ્ત્રીનો અને સ્ત્રી પુરુષનો લિબાસ ન પહેરે.

## બારીક અને ચુસ્ત લિબાસની મનાઈ

લિબાસ જો કપડાનો હોય અને એનાથી બદનનો આંતરિક ભાગ ઝલકાતો હોય તો ઘણીવાર તે સંપૂર્ણ નગ્ન હોવાથી પણ વધુ વાસનાને ઉશ્કેરનારો પુરવાર થાય છે, એ કારણે બારીક કપડાનો લિબાસ પહેરવાની મનાઈ કરવામાં આવી છે.

(૨૩) હઝરત ઉસામહ ઈબ્ને ઝૈદ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને એક કિબ્તી (પ્રમાણમાં) જાડું કપડું દીધું. તે આપને દહયા કલ્બીએ ભેટ દીધું હતું. મેં તે કપડું પોતાની પત્નીને તેનો પોશાક બનાવવા માટે આપી દીધું, તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ઈરશાદ ફરમાવ્યો : ''તમે કિબ્તી કપડું પહેર્યું નથી ?'' મેં અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! મેં તેનો પોતાની પત્નીનો પોશાક બનાવી દીધો છે.'' આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો : ''પોતાની પત્નીને કહો કે તે તેની નીચે કોઈ કપડું મૂકી રાખે, મને ભય છે કે (બારીક હોવાને કારણે) કપડાથી તેનાં હાડકાંની સ્થૂળતા છુપાશે નહિ.'' (મુસ્નદે અહમદ, બઝ્ઝાર)

## વિવરણ :

એક હદીસમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) બયાન ફરમાવે છે કે એક વાર મારા ઘરે મારી બહેન અસ્માઅ્ આવ્યાં. તેમણે બારીક શામી કપડાંની જોડ પહેરેલી હતી, જેને આજકાલ તમે લોકો સિફાક★ કહો છો, તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''આ જ તે કપડું છે, જેની સૂરએ નૂરમાં મનાઈ કરવામાં આવી છે'' (કારણ કે એનાથી શોભા–શણગારનું પ્રદર્શન થાય છે.) એ પછી આપે (સલ.) હઝરત અસ્માઅ્ (રદિ.)ને તે કપડાં ઉતારવાનો અને બીજાં કપડાં પહેરવાનો હુકમ ફરમાવ્યો. હઝરત આયશા (રદિ.) કહે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપે મારી બહેનને નિહાળીને આવું આવું ફરમાવ્યું.'' તો આપે ફરમાવ્યું : ''હે આયશા ! જ્યારે સ્ત્રી બાલિગ (પુખ્ત વયની) થઈ જાય તો ચહેરા અને હથેળીઓ સિવાય તેના બદનનો કોઈ ભાગ નજરે પડવો જોઈએ નહિ.'' (બયહકી : ૭/૮૬)

એક હદીસમાં હઝરત દહયા કલબી (રદિ.) ફરમાવે છે કે એક વાર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે મિસરનું બનેલું અને ''કિતાબી''ના નામે ઓળખાતું બારીક કપડું આવ્યું, તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમાંથી એક ટુકડો મને પણ આપ્યો અને ફરમાવ્યું : ''એનો એક ભાગ ફાડીને પોતાનો કુરતો બનાવી લો અને એક ભાગ પોતાની પત્નીને ઓઢણી બનાવવા માટે આપી દો, પરંતુ તેમને કહી દો કે તેની નીચે એક બીજું કપડું (અસ્તર) લગાડી લે, જેથી બદનનો આકાર અંદરથી દેખાવા ન પામે.'' (અબૂ દાઉદ : ૨/૨૧૨)

એક વાર હઝરત આયશા (રદિ.)ની ખિદમતમાં તેમનાં ભત્રીજી હફસા બિન્તે અબ્દુર્રહમાન આવ્યાં. તે સમયે હફસા (રદિ.)એ બારીક ઓઢણી ઓઢેલી હતી. હઝરત આયશા (રદિ.)એ તેને લઈને ફાડી નાખી અને પોતાની પાસેથી એક જાડી યા ઘટ્ટ ઓઢણી એમને ઓઢવા માટે આપી દીધી. (મુઅત્તા ઈમામ માલિક રહ.)

એક હદીસમાં છે કે એક વાર બનૂ તમીમ કબીલાની અમુક અવરતો હઝરત આયશા (રદિ.)ની સેવામાં આવી. તેમણે બારીક લિબાસ પહેરેલો હતો. આ લિબાસ નિહાળીને હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું : ''જો તમે મુઅમિન છો તો મુઅમિન સ્ત્રીઓનો આ લિબાસ નથી અને જો તમે મુઅમિન નથી તો ચાહો તે રીતે મોજમજા કરો. (કુર્તુબી : ૧૪/૨૪૪)

હઝરત અબૂ હુરહયરહ (રદિ.)હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ નકલ કરે છે કે ''બે પ્રકારના લોકો દોઝખમાં ઘણી જ ખરાબ

★ *સિફાક : ગોશ્તનું પારદર્શક બારીક પડ યા ચામડું.*

દશામાં હશે. એક, તે (સત્તાધીશો) છે, જેમની સાથે ગાયોનાં પૂછડાં જેવાં મોટાં જાડાં કોરડાં હશે અને તેઓ તેમનાથી લોકોને મારતા હશે અને બીજો પ્રકાર તે સ્ત્રીઓનો છે, જે (બારીક યા ચુસ્ત) કપડાં (પહેરવાને કારણે કપડાં) પહેરીને પણ નગ્ન હશે. તેમનાં માથાં બુખ્તી ઊંટોનાં કોહાન (ઢેકાં) માફક એક તરફ ઝુકેલાં હશે. તેઓ ન તો જન્નતમાં દાખલ થશે અને ન તો જન્નતની ખૂશ્બૂ પામશે, હાલાંકે જન્નતની ખૂશ્બૂ આટ આટલા દૂર અંતરેથી મહસૂસ કરી શકાશે.'' (મુસ્લિમ)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''મારી ઉમ્મતના અંતિમ યુગમાં એવી અવરતો હશે, જે કપડાં પહેરીને પણ નગ્ન હશે, તેમનાં માથાં (વાળ) દુબળાં–પાતળાં બુખ્તી ઊંટોનાં કોહાનો જેવાં હશે. (તેમને નિહાળો તો) એમના પર લાનત મોકલો–ફિટકાર વરસાવો, કારણ કે તેઓ અલ્લાહ તઆલાની રહમતથી મહરૂમ હશે. જો તમારા પછી પણ કોઈ ઉમ્મત હોત તો તમારી આ અવરતો તેમની અવરતોની એવી ગુલામી કરત, જેમ કે તમારાથી પહેલી ઉમ્મતની અવરતો તમારી ગુલામી કરે છે.'' (મુસ્નદે અહમદ)

## નામહરમ મહિલાઓને અડકવાની મનાઈ

જે પ્રમાણે નામહરમ સ્ત્રીને જોવું ફિત્નાનું નિમિત્ત હોવાને કારણે જાઈઝ નથી, એ જ પ્રમાણે, બલકે એથી ય વધીને નામહરમ સ્ત્રીનો સ્પર્શ ફિત્નાનો સબબ હોવાને કારણે હરામ છે.

(૨૪) હઝરત મઅકલ ઈબ્ને યસાર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''તમારામાંથી કોઈના માથે લોખંડનો સોયો ભોંકી દેવામાં આવે, તે એનાથી બહેતર છે કે તે કોઈ એવી સ્ત્રીનો સ્પર્શ કરે, જે તેના માટે હલાલ નથી.'' (તબરાની, બયહકી)

### વિવરણ :

એક હદીસમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : ''જે માણસ કોઈ એવી સ્ત્રીનો સ્પર્શ કરે છે, જે તેના માટે કોઈ પણ રીતે હલાલ નથી તો કિયામતના દિવસે તેના હાથો પર ધગધગતો અંગારો મૂકવામાં આવશે.''
(મબ્સૂત : ૧૦/૧૫૨)

એક હદીસમાં છે : ''નામહરમ સ્ત્રીઓને એકાંતમાં મળવાથી બચો. તે ઝાતની કસમ, જેના હાથમાં મારો પ્રાણ છે, કોઈ પણ પુરુષ જ્યારે કોઈ સ્ત્રીને એકાંતમાં મળે છે તો શયતાન અવશ્ય તેમના દરમિયાન આવી જાય છે અને તમારામાંથી કોઈ માણસ માટી યા કીચડમાં લદબદ કોઈ સુવ્વરથી (જે પોતે પણ ગોબરની જેમ સાંગોપાંગ નાપાક છે) અથડાઈ જાય, આ વાત એનાથી બેહતર છે કે તેનો ખભો કોઈ એવી સ્ત્રીના ખભાથી અથડાય, જે તેના માટે હલાલ નથી.'' (તબરાની)

## સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની વિશેષતાઓ પોતાના પતિ સામે બયાન ન કરે

પુરુષો સામે અજનબી–પરાયી સ્ત્રીઓની શારીરિક વિશેષતાઓનું વર્ણન કરવું, એક એવી બાબત છે જે દિલ–દિમાગમાં ગંદા અને વિકૃત વિચારો ઉત્પન્ન કરવાનું નિમિત્ત બને છે અને આગળ ચાલીને ઘણી વાર તે પુરુષના દિલમાં તે સ્ત્રીની મુહબ્બત, ચાહના અને વાસના ઉત્પન્ન કરી દે છે. એ જ કારણે શરીઅતે પોતાના પતિઓની સામે અજનબી સ્ત્રીઓના ગુણો અને વિશેષતાઓ વર્ણવવાની સ્ત્રીઓને મનાઈ કરી છે.

(૨૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''કોઈ સ્ત્રી બીજી સ્ત્રીનો (એ કારણે મેળાપ અને) સ્પર્શ ન કરે કે પછી તેની વિશેષતાઓ પોતાના પતિ સામે એવી રીતે બયાન કરે કે જાણે તે એને નિહાળી રહ્યો છે. (બુખારી, અબૂ દાઉદ)

### વિવરણ :

મુલ્લા અલી કારી (રહ.) આ હદીસના વિવરણમાં લખે છે : ''આ હદીસથી ફુકહાએ કિરામે આ મસ્અલાના સંદર્ભમાં પણ દલીલ પકડી છે કે કોઈ ચીજના ગુણો બતાવી દેવા, તે ચીજને આંખોથી જોવાની હેસિયત ધરાવે છે.'' આ હદીસથી આ પણ સ્પષ્ટ થયું કે જ્યારે પત્નીએ પતિ સામે અજનબી સ્ત્રીનું ચિત્ર રજૂ કર્યું તો જાણે તેણે પોતાના પતિને આંખોથી તે સ્ત્રીને બતાવી અને તેનું આ કૃત્ય પતિ માટે માનસિક વૈભવવિલાસ, મનોરંજન અને હરામકારીનું નિમિત્ત બન્યું.

આથી ફલિત થયું કે કોઈ અજનબી સ્ત્રીના સાંગોપાંગ અથવા અંગઉપાંગો વિષે વિચારવામાં પોતાના દિમાગને ઉપયોગવું પણ શરઈ દ્રષ્ટિએ હરામ છે. એક હદીસમાં રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : ''જે માણસ કોઈ સ્ત્રીના લિબાસના આંતરિક ભાગ વિષે સોચવિચાર કરે છે, અહિંયા સુધી કે તેના

માટે તેના હાડકાંની સ્થૂળતા (અને બદનની બનાવટ) સ્પષ્ટ થઈ જાય છે તો તે જન્નતની ખૂશ્બૂ પણ સૂંઘવા પામશે નહિ.'' (અલ બહરુર્રાઈક : ૮/૨૧૮)

## સ્ત્રીઓને ખણખણતાં ઘરેણાં પહેરવાની મનાઈ

જે રીતે સ્ત્રીઓનું બદન જોવું પુરુષો માટે જાતીય ઉત્તેજનાનું નિમિત્ત બને છે, એ જ પ્રમાણે તેમની અવાજ અને તેમણે પહેરેલાં ઘરેણાંની અવાજ પણ પુરુષો માટે જાતીય ઉશ્કેરણી ઉત્પન્ન કરે છે. સ્ત્રીઓની અવાજના સંદર્ભમાં થોડીક ચર્ચા અગાઉ આયતોના પ્રકરણમાં આવી ચૂકી છે.

(૨૬) હઝરત બનાનહ (રદિ.) બયાન કરે છે કે હું હઝરત આયશા (રદિ.)ની ખિદમતમાં હાજર હતી. તે દરમિયાન એક અવરત એક છોકરીને લઈને હઝરત આયશા (રદિ.)ની પાસે અંદર આવી. તે છોકરીએ ઝાંઝર પહેરેલાં હતાં, જેનાથી અવાજ આવતી હતી. હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું : ''જ્યાં સુધી તેનાં ઝાંઝર કાપવામાં ન આવે, ત્યાં સુધી તેને મારી પાસે કદાપિ લાવશો નહિ. મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે કે જે ઘરમાં ઘંટડી હોય, તેમાં રહમતના ફરિશ્તા આવતા નથી.'' (અબૂ દાઉદ)

### વિવરણ :

એક હદીસમાં હઝરત અબૂ ઉમામહ (રદિ.) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે, ''અલ્લાહ તઆલા ઝાંઝરિયાંની અવાજ એ જ પ્રમાણે નાપસંદ કરે છે, જે પ્રમાણે ગાવાની અવાજ, અને અલ્લાહ તઆલા ગાવાવાળાને એવી જ સઝા કરશે, જેવી કે તે સંગીતથી રસ ધરાવનારને કરશે અને અવાજવાળા ઝાંઝર તો માત્ર તે જ સ્ત્રી પહેરી શકે છે, જે અલ્લાહ તઆલાની રહમતથી દૂર હોય. (ફિરદૌસે દયલમી)

અગાઉ આયતોના અંતર્ગત બયાન થઈ ચૂકયું છે કે અવરતો પોતાનાં પગ જમીન પર જોરથી અફાળે–પછાડે નહિ, જેનાથી ઘરેણાંની અવાજ ગેર મહરમ સાંભળી શકે. આ હદીસમાં એની વધુ તાદીદરૂપે ખણખણતાં ઘરેણાંને જ નાપસંદ અને નિષિદ્ધ (મમ્નૂઅ) ઠરાવી દેવાયાં છે. વિચારવા યોગ્ય વાત છે કે જ્યારે ઘરેણાંની અવાજ ગેર મહરમ સુધી પહોંચવી જાઈઝ નથી તો ખૂદ અવરતની પોતાની અવાજ અને ચહેરાને ખોલવું કેટલું બુરું લેખાશે ?

# રજા મેળવ્યા વગર ઘરમાં દાખલ થવાની મનાઈ

માણસ પોતાના ઘરની ચાર દીવારોમાં ઘણો હળવોફુલ અને આઝાદ રહે છે. ઘણી વાર ઘરમાં બીજું કોઈ ન હોવાને કારણે તે લિબાસ પણ હલકો પહેરે છે. એ જ કારણે શરીઅતે આ હુકમ દીધો છે કે કોઈ માણસ કોઈ બીજાના ઘરમાં ઈજાઝત વગર દાખલ ન થાય.

(૨૭) હઝરત અતાઅ ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એક માણસે પૂછયું : ''યા રસૂલલ્લાહ (સલ.) ! શું હું ઘરમાં દાખલ થતાં પહેલાં પોતાની માંની પણ ઈજાઝત લેતો રહું ?'' આપે (સલ.) ઈરશાદ ફરમાવ્યો : ''હા''. તેણે અરજ કરી : ''યા રસૂલલ્લાહ (સલ.) ! એમની સાથે ઘરમાં હું એકલો જ રહું છું.'' તો પણ આપે આ જ ઈરશાદ ફરમાવ્યો કે ''તમે એમનાથી પરવાનગી લેતા રહો.'' તે માણસે અરજ કરી : ''હું તો એમનો ખાદિમ છું.'' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''ઘરમાં દાખલ થતાં પહેલાં પોતાની માંથી રજા મેળવી લો. શું તમે આ વાતને પસંદ કરો છો કે તેમને નગ્ન અવસ્થામાં જુઓ ?'' તેણે અરજ કરી : ''ના.'' આપે (સલ.) ફરમાવ્યું : ''તો એમની ઈજાઝત લેતા રહો.'' (મુઅત્તા ઈમામ માલિક : ૭૨૬)

## વિવરણ :

ઘરમાં દાખલ થતાં પહેલાં પોતાની સગી માં પાસે પરવાનગી લેવાનો હુકમ આપવામાં આવ્યો છે, તો બીજાઓ પાસે પરવાનગી લેવી તો શ્રેષ્ઠપણે જરૂરી લેખાશે. વાસ્તવમાં આ પ્રમાણે પરવાનગી મેળવીને દાખલ થવું જ ચાર દીવારીના પરદાને સાચવી રાખે છે. જો બેધડક અંદર આવવાની પરવાનગી હોય તો ઘરોમાં પરદો કેવી રીતે કાયમ રહી શકે છે ? એ જ કારણે અહાદીસમાં વિસ્તારપૂર્વક ઈજાઝત લેવાના અહકામ વર્ણવાયાં છે.

એક હદીસમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બસર (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈરશાદ નકલ કરે છે કે આપે ફરમાવ્યું : જ્યારે કોઈ માણસ કોઈને મળવા તેના ઘરે આવે તો તેને જોઈએ કે તે તેના દરવાજાની બિલકુલ સામે ઊભો ન રહે, બલકે જમણી યા ડાબી બાજુ ઊભો રહે. (અબૂ દાઉદ)

જાહેર છે કે જો દરવાજાની બિલકુલ સામે ઊભો રહેશે તો ઘણી વાર ઘરની અંદર જોઈ શકાશે, જે બિલકુલ નાજાઈઝ છે.

એક હદીસમાં હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : "ઘરમાં દાખલ થવાની ઈજાઝત મળતાં પહેલાં જે માણસે ઘરમાં ડોકિયું કરી લીધું તો તેણે કોઈ રજા માંગી નથી." (અબૂ દાઉદ)

એક અન્ય હદીસમાં આ બાબતે ઘણી સખતાઈ દાખવવામાં આવી છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ નકલ કરે છે કે આપે ફરમાવ્યું : "જો કોઈ માણસ તમારા ઘરમાં રજા વિના ડોકિયું કરે અને તમે એને કાંકરી દ્વારા મારી દો, જેનાથી એની આંખ ફૂટી જાય તો તમને કશો ગુનાહ થશે નહિ." (બુખારી, મુસ્લિમ)

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) રિવાયત કરે છે કે એક ગામડિયો હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરના દરવાજે આવ્યો અને દરવાજાના છિદ્રમાં પોતાની આંખો લગાડીને અંદર ડોકિયું કરવા માંડયો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જ્યારે તેને જોયો તો એક લોઢું યા લાકડી ઉઠાવી અને છિદ્ર તરફ લંબાવી કે જેથી તેની આંખ ફોડી નાખે. જ્યારે તે ગ્રામીણે આ પરિસ્થિતિ નિહાળી તો પાછળ હટી ગયો. આપે (સલ.) તેને ફરમાવ્યું : "જો તમે ઊભા રહ્યા હોત તો હું તમારી આંખ ફોડી નાખત." (નસાઈ)

હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) રિવાયત કરે છે કે એકવાર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાના ઘરમાં બેસીને માથામાં કાંસકી કરી રહ્યા હતા કે એવામાં એક માણસ આવ્યો અને દરવાજાના છિદ્રમાંથી અંદર ડોકિયાં કરવા માંડયો. આપે તેને ઈરશાદ ફરમાવ્યો કે "જો મને પહેલાં જાણ થઈ ગઈ હોત કે તમે અંદર જોઈ રહ્યા છો તો હું તમારી આંખમાં બરછી ભોંકી દેત." ઘરમાં દાખલ થતાં પહેલાં ઈજાઝત લેવાનો હુકમ એ જ કારણે આપવામાં આવ્યો છે કે જેથી કોઈ માણસ અંદર જોઈ શકે નહિ. (બુખારી, મુસ્લિમ)



## પ્રકરણ : 3

# પરદાના અહકામ

## અશ્લીલતા અને નિર્લજ્જતાને રોકવાની ઈસ્લામી વ્યવસ્થા

ઉપરોક્ત ચર્ચા વાંચી લીધા પછી યોગ્ય જણાય છે કે ઈસ્લામે પરદાના સિલસિલામાં જે આદેશો અને ઉપદેશો અર્પણ કર્યા છે તથા નગ્નતા, અશ્લીલતા અને બેહયાઈની રોકઠામ માટે જે સુવ્યવસ્થિત સિલસિલો સ્થાપિત કર્યો છે, તેના પર એક ઊડતી નજર કરી લેવામાં આવે. હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ સા. (રહ.) સૂરએ અહઝાબની તફસીરમાં લખે છે :

અશ્લીલતા, બેહયાઈ, બદકારી, ઝિના અને ઝિના સુધી લઈ જતી પ્રાથમિક બાબતો તે વિનાશકારી બુરાઈઓ યા અનિષ્ટોમાંથી છે, જેમની વિનાશકારી અસરો માત્ર મનુષ્યોને જ નહિ, બલકે કુટુંબોને અને કેટલીક વાર તો મોટા મોટા દેશોને બરબાદ કરી નાખે છે. અત્યારે દુનિયામાં ખૂનામરકીના જેટલા ય બનાવો જોવા મળે છે, જો સાચી તહકીક કરવામાં આવે તો અધિકાંશ બનાવોની પૃષ્ઠભૂમિમાં કોઈ સ્ત્રી અથવા વાસનાવૃત્તિઓનું જાળ નજરે પડશે. આ જ કારણ છે કે જ્યારથી દુનિયાનું સર્જન થયું છે, એમાં કોઈ કોમ, કોઈ ધર્મ, કોઈ પ્રાંત એવો નથી, જે તેની બુરાઈ અને વિનાશકારી ઐબ હોવા પર સંમત ન હોય.

દુનિયાના આ અંતિમ યુગમાં યૂરોપિયન જાતિઓએ પોતાની ધાર્મિક મર્યાદાઓ અને પ્રાચીન કોમી પ્રણાલિકાઓને તોડી, ભલે ઝિના (વ્યભિચાર)ને પોતાની જાતમાં કોઈ અપરાધ જ લેખ્યો નથી અને સંસ્કૃતિ તથા સામાજિકતાને એવાં માળખાંમાં ઢાળી દીધાં છે, જેમાં ડગલે ને પગલે જાતીય અરાજકતા અને અશ્લીલતાને જાહેર આમંત્રણ છે, પરંતુ તેની વ્યાપક અસરો અને પરિણામોને તેઓ પણ અપરાધોથી મુક્ત કરી શકયા નથી. દેહવિક્રય, બળાત્કાર અને છડેચોક કરાતી બીભત્સ ચેષ્ટાઓને સજાપાત્ર અપરાધની કક્ષામાં મૂકવા પડયાં. આનું દ્રષ્ટાંત આ સિવાય બીજું કાંઈ નથી કે કોઈ માણસ આગ લગાડવા માટે જલાઉ લાકડાંનો ઢગ એકત્ર કરે, પછી તેના પર તેલનો છંટકાવ કરે, પછી તેમાં આગ ચાંપે અને જ્યારે એની જ્વાળાઓ ભભૂકવા માંડે તો એ જ્વાળાઓને રોકવાની અને હોલવવાની ફિકર કરે. હાંડી પકાવવા માટે તેની નીચે આગ સળગાવે, પછી તેના ઊભરા અને જોશને રોકવાની કોશિશ કરે.

આથી ઊલટું, ઈસ્લામે જે વસ્તુઓને અપરાધ અને માનવજાત માટે નુકસાનકારક લેખાવી સજાપાત્ર ગુનાહની કક્ષામાં મૂકી છે, તેમના વજૂદ માટે માધ્યમ રૂપ બનતી બાબતો ઉપર પણ પાબંદી લાદી દીધી છે અને તેમની મનાઈ કરી દીધી છે. આ સંદર્ભમાં મૂળ હેતુ ઝિના અને બદકારીથી બચાવવાનો હતો, તો તેનો આરંભ નજર નીચી રાખવાના નિયમથી કર્યો, સ્ત્રી–પુરુષોના નિઃસંકોચ અને બેધડક મિલનની મનાઈ કરી, સ્ત્રીઓને ઘરોની ચાર દીવારીમાં ટકી રહેવાની સૂચના આપી અને જરૂરત વખતે બહાર નીકળવા માટે પણ બુરકા યા લાંબી ચાદરમાં આખું બદન છુપાવીને નીકળવાનું અને સડકના એક કિનારે ચાલવાનું માર્ગદર્શન આપ્યું, ખૂશ્બૂ લગાડીને અથવા ખણખણતાં ઘરેણાં પહેરીને નીકળવાની મનાઈ કરી. પછી જે માણસ આ સઘળી મર્યાદાઓ અને પ્રતિબંધોની દીવાર ઓળંગીને બહાર નીકળી જાય, એના માટે એવી કડક અને બોધપ્રદ સજા નિયુકત કરી કે એકવાર કોઈ અપરાધીને તે લાગુ કરવામાં આવે તો આખી કોમને સંપૂર્ણ બોધપાઠ મળી જાય.

યુરોપવાસીઓ અને એમના અનુયાયીઓએ પોતાની બેહયાઈ અને અશ્લીલતાના ઔચિત્ય (જવાઝ)માં સ્ત્રીઓના પરદાને સ્ત્રીઓના આરોગ્ય માટે અને આર્થિક દ્રષ્ટિએ સમાજ માટે નુકસાનકારક સાબિત કરવા અને બેપરદા રહેવાના લાભ વિષે લાંબીલચક ચર્ચા કરી છે. તેનો વિસ્તૃત જવાબ સમકાલીન ઉલમાએ કિરામે વિસ્તૃત કિતાબોમાં લખી દીધો છે. એના વિષે અહિંયા એટલું સમજી લેવું પૂરતું છે કે ફાયદા અને નફાથી તો કોઈ દૂષણ અને અપરાધ પણ ખાલી નથી. ચોરી, લૂંટફાટ, ધોકાબાજી, છેતરપિંડી, ફરેબ એક રીતે તો ઘણો લાભદાયી કારોબાર છે; પરંતુ જ્યારે એના પરિણામ અને પરિપાકરૂપે ઉદ્ભવતા વિનાશકારી નુકસાનો સામે આવે છે તો કોઈ માણસ એમને લાભદાયી અને નફાકારક કારોબાર કહેવાની નિડરતા કરી શકતો નથી. બેપર્દગીમાં જો થોડાંક આર્થિક ફાયદાઓ પણ હોય; પરંતુ જ્યારે સમગ્ર દેશ અને કોમને હજારો

ફિત્ના–ફસાદ, યાતનાઓ અને હાડમારીઓની જીવલેણ ખીણમાં ધકેલી દે તો પછી એને લાભદાયી કહેવું કોઈ અકલમંદનું કામ હોઈ શકતું નથી.

## અપરાધોની રોકથામ માટે માધ્યમો પર પ્રતિબંધ મૂકવાનો સોનેરી નિયમ

જે રીતે મૂળભૂત માન્યતાઓ– તવહીદ, રિસાલત અને આખિરત સઘળાં અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ની શરીઅતોમાં એક સરખાં અને સર્વસંમત ચાલ્યાં આવ્યાં છે, એ જ પ્રમાણે આમ ગુનાહો, અશ્લીલતાઓ અને અનિષ્ટો પ્રત્યેક શરીઅત અને મઝહબમાં હરામ ઠરાવાયાં છે; પરંતુ આગલી શરીઅતોમાં તેમના અસ્બાબ અને માધ્યમોને સદંતર હરામ કરાયાં નહોતાં, જ્યાં સુધી કે એમનાં દ્વારા કોઈ અપરાધનું આચરણ થઈ જતું નહોતું. શરીઅતે મુહમ્મદિય્યહ કિયામત સુધી બાકી રહેવાવાળી શરીઅત છે, એ કારણે અલ્લાહ તઆલા તરફથી તેની હિફાઝતનો આ પ્રબંધ કરાયો કે અપરાધો અને દૂષણો તો હરામ હતાં જ, તે અસ્બાબ–કાર્યકારણો અને માધ્યમોને પણ હરામ કરી દેવાયાં, જે સામાન્ય રૂપે તે અપરાધો અને અપકૃત્યો સુધી પહોંચાડનારાં છે. ઉદાહરણરૂપે શરાબ પીવાને હરામ કરાયું તો શરાબ બનાવવા, વેચવા, ખરીદવા અને કોઈને દેવાને પણ હરામ કરી દેવાયું. વ્યાજને હરામ કરવું હતું તો વ્યાજથી સંબંધિત બાબતોને પણ નાજાઈઝ કરી દીધી. એ જ કારણે ફુકહાએ કિરામે બાતિલ સોદાઓ અને નાજાઈઝ લેવડ–દેવડ દ્વારા પ્રાપ્ત થતા નફાને વ્યાજની જેમ ખબીસ (દુષ્ટ) માલની કક્ષામાં મૂકી દીધો. શિર્ક અને મૂર્તિપૂજાને કુર્આને મહા ઝુલ્મ અને અક્ષમ્ય અપરાધ ઠરાવ્યો તો તેના અસ્બાબ અને માધ્યમો ઉપર પણ કડક પાબંદી મૂકી દીધી. સૂર્યોદય, સૂર્યાસ્ત અને મધ્યાહ્‌ન (ઝવાલ)ના સમયે મુશરિકો સૂર્યની પૂજા કરતા હતા, આ ત્રણ સમયે નમાઝ પઢવામાં આવત તો સૂર્યપૂજકો સાથે એક પ્રકારની મુશાબહત (અનુરૂપતા) થઈ જવા પામત, પછી સમય સાથેની આ મુશાબહત ખૂદ શિર્કમાં સપડાવાનું નિમિત્ત બની શકતી હતી, એ કારણે શરીઅતે આ ત્રણ સમયે નમાઝ પઢવાને અને સિજદો કરવાને પણ હરામ તથા નાજાઈઝ કરી દીધું. બુતોની પ્રતિમાઓ અને તસવીરો મૂર્તિપૂજાનો નિકટનો ઝરીયો હતી, એ કારણે મૂર્તિ કંડારવાને અને તસવીર પાડવાને હરામ અને તેનો ઉપયોગ કરવાને નાજાઈઝ કરી દેવાયું.

એ જ પ્રમાણે જ્યારે શરીઅતે ઝિના યા વ્યભિચારને હરામ કરી દીધો તો તેના સઘળાં નિકટવર્તી અસ્બાબ અને માધ્યમોને પણ હરામ કરી દીધાં. કોઈ પરાયી સ્ત્રી અથવા સગીર વયના છોકરા પર વાસનાપૂર્વક નજર નાખવાને આંખનો ઝિના, તેની વાતચીત સાંભળવાને કાનનો ઝિના, તેનો સ્પર્શ કરવાને હાથનો ઝિના, તેના માટેની

કોશિશમાં ચાલવાને પગનો ઝિના ઠરાવ્યો. જેમ કે, સહીહ હદીસમાં આવ્યું છે. આ જ અપરાધો અને દૂષણોથી બચાવવાના હેતુસર સ્ત્રીઓ માટે પરદાના અહકામ ઉતાર્યા.

પરંતુ અસ્બાબ અને માધ્યમોનો નજીક અને દૂરનો એક લાંબો સિલસિલો છે. જો દૂર સુધી આ સિલસિલાને રોકવામાં આવે તો જીવન મુશ્કેલ બની જાય અને અમલમાં ઘણી તંગી ઊભી થઈ જાય, જે આ શરીઅતના સ્વભાવ અને હાર્દની વિરુદ્ધ છે. કુર્આને કરીમનું આ વિષે સ્પષ્ટ એલાન છે કે "મા જ-અ-લ અલયકુમ ફિદીનિ મિન હરજ" અર્થાત્ દીનધર્મમાં તમારા પર કોઈ તંગી મૂકવામાં આવી નથી. આ કારણે અસ્બાબ અને માધ્યમોના સંદર્ભમાં આ હિકમતપૂર્ણ નિર્ણય કરાયો કે જે કૃત્યો અને અમલો કોઈ ગુનાહમાં એવો નજીકનો સબબ બનતાં હોય કે સામાન્ય રૂપે તેનું આચરણ કરનાર તે ગુનાહમાં અવશ્ય સંડોવાય જ જાય, તો એવાં નજીકના અસ્બાબને ઈસ્લામી શરીઅતે અસલ ગુનાહ સાથે જોડી તેમને પણ હરામ કરી દીધાં અને એવાં દૂરના અસ્બાબ કે જેમને અમલમાં મૂકવાથી સામાન્યપણે ગુનાહમાં સંડોવાવું જરૂરી તો નથી; પરંતુ ગુનાહમાં તેમનો કંઈ ને કંઈ દખલ જરૂર રહે છે, તો એવાં અસ્બાબ અને માધ્યમોને મકરૂહ ઠરાવ્યાં અને જે અસ્બાબ એમનાથી પણ વધુ દૂરના છે કે ગુનાહના આચરણમાં એમનો દખલ કવચિત જ રહે છે, તો એમનો સમાવેશ મુબાહાત (વૈધ બાબતો)માં કરી દીધો.

પ્રથમ મસ્અલાનું દ્રષ્ટાંત શરાબ વેચવાનું છે, કે શરાબનું વેચાણ શરાબખોરીનો નજીકનો સબબ છે, એ કારણે શરીઅતે શરાબના વેચાણને પણ એ જ પ્રમાણે હરામ ઠરાવી દીધું, જે પ્રમાણે શરાબ પીવું હરામ છે. કોઈ પરાયી સ્ત્રીને શહવત યા વાસના સાથે હાથ લગાડવો ભલે, આબેહૂબ ઝિના નથી, પરંતુ તેનો નજીકનો સબબ છે, એ કારણે શરીઅતે સ્પર્શને પણ ઝિના પ્રમાણે જ હરામ ઠરાવી દીધો.

બીજા મસ્અલાની મિસાલ આ છે કે કોઈ એવા માણસને દ્રાક્ષ વેચવામાં આવે, જેના વિષે માલૂમ છે કે તે એનાથી શરાબ જ બનાવે છે, તેનો આ જ ધંધો છે અથવા તેણે સ્પષ્ટ કહી દીધું છે કે હું શરાબ બનાવવા માટે દ્રાક્ષ ખરીદી રહ્યો છું —આ કૃત્ય ભલે શરાબ વેચવા જેવું હરામ તો નથી, પરંતુ મકરૂહ અને નાજાઈઝ અવશ્ય છે. આ જ હુકમ સીનેમા ઘર અથવા વ્યાજુ બેંક ચલાવવા માટે જમીન કે મકાન ભાડે આપવાનો છે, કે મામલા વખતે જ્યારે માલૂમ હોય કે તે આ મકાનને નાજાઈઝ કામ માટે લઈ રહ્યો છે તો તેને ભાડે આપવું મકરૂહે તહરીમી અને નાજાઈઝ છે.

ત્રીજા મસ્અલાની મિસાલ આ છે કે આમ લોકોને દ્રાક્ષ વેચવામાં આવે, જેમાં આ પણ શકય છે કે એમના પૈકી કોઈ માણસ એ દ્રાક્ષમાંથી શરાબ નીચોવે; પરંતુ તેણે આ વાત જાહેર કરી નથી અને આપણી જાણકારી મુજબ તે એવો માણસ પણ નથી જે શરાબ નીચોવે છે તો શરઈ દ્રષ્ટિએ આ પ્રકારનું ખરીદ-વેચાણ જાઈઝ ઠરાવાયું છે.

અત્રે આ વાત યાદ રાખવી જરૂરી છે કે ઈસ્લામી શરીઅતે જે કામને ગુનાહનો પ્રથમ કક્ષાનો નિકટવર્તી સબબ ઠરાવીને હરામ કર્યું છે, તે હુર્મતના આ હુકમ પછી સૌના માટે સદંતર હરામ છે, ચાહે ગુનાહમાં સંડોવણીનું કારણ બને કે ન બને. હવે આ ખૂદ એક શરઈ હુકમ છે, જેનો અનાદર અને વિરોધ હરામ છે.

ઉપરોક્ત પ્રસ્તાવના પછી આ સમજી લેવું જોઈએ કે સ્ત્રીઓનો પરદો પણ અપરાધની રોકઠામ માટે તેના માધ્યમો અને અસ્બાબ પર પ્રતિબંધ મૂકવાના આ શરઈ નિયમ પર જ આધારિત છે, કારણ કે પરદાનો ત્યાગ ગુનાહમાં સપડાવાનો સબબ છે, એમાં પણ અસ્બાબનાં ઉપરોક્ત પ્રકારના અહકામ લાગુ પડશે. દ્રષ્ટાંતરૂપે કોઈ નવયુવાન પુરુષ સામે યુવાન સ્ત્રીએ પોતાનું શરીર ખોલવું ગુનાહમાં સંડોવાનો એવો નક્કર અને નિકટવર્તી સબબ છે કે સામાન્ય રીતે બહુધા એના પર ગુનાહનું આચરણ થવું આવશ્યક અને અનિવાર્ય જેવું છે. આ કારણે આવું કરવું શરઈ દ્રષ્ટિએ ઝિનાની જેમ હરામ થઈ ગયું, કારણ કે શરીઅતે આ અમલને બદકારીનો હુકમ આપી દીધો છે. હવે તે સદંતર હરામ છે.–ઈલાજ અને સારવાર જેવા જરૂરતના સંજોગોનો અપવાદ અલગ ચીજ છે. એનાથી મૂળ હુર્મત પર કશી અસર પડતી નથી. આ મસ્અલહ અનિવાર્ય સંજોગોથી પણ પ્રભાવિત થતો નથી. ઈસ્લામના પ્રથમ યુગમાં પણ આનો તે જ હુકમ હતો, જે પાપાચાર અને દુરાચારના વર્તમાન યુગમાં છે.

પરદાના ત્યાગનો બીજો દરજ્જો આ છે કે મકાનોની ચાર દીવારોની બહાર બુરકા અથવા લાંબી ચાદરથી આખું શરીર છુપાવીને બહાર નીકળે. આ ફિત્નાનો દૂરવર્તી સબબ છે. એનો હુકમ આ છે કે જો આવું કરવામાં ફિત્નાનો સબબ હોય તો નાજાઈઝ છે અને જ્યાં ફિત્નાનો ભય ન હોય ત્યાં જાઈઝ છે. આ જ કારણે એનો હુકમ જમાના અને સંજોગોના બદલવાથી બદલાય શકે છે. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના યુગમાં સ્ત્રીઓનું આ પ્રમાણે બહાર નીકળવું ફિત્નાનો સબબ ન હતું. એ જ કારણે આપે (સલ.) સ્ત્રીઓને બુરકા વગેરેમાં આખું બદન છુપાવીને મસ્જિદોમાં આવવાની અમુક શરતો સાથે છૂટ આપી હતી અને તેમને મસ્જિદોમાં આવવાથી રોકવાની મનાઈ ફરમાવી હતી. ભલે, તે સમયે પણ તેમને આ જ વાતની પ્રેરણા આપી હતી કે તેઓ પોતાના મકાનોમાં નમાઝ અદા કરે, કારણ કે તેમના માટે મસ્જિદોમાં આવવા કરતાં ઘરમાં નમાઝ પઢવાનો વધુ સવાબ છે, પરંતુ ફિત્નાનો ભય ન હોવાને કારણે મનાઈ ફરમાવી ન હતી. આપ (સલ.)ની વફાત પછી સહાબએ કિરામ (રદિ.)એ જોયું કે હવે સ્ત્રીઓનું મસ્જિદોમાં આવવું ફિત્નાથી ખાલી રહ્યું નથી, ભલે બુરકો, ચાદર વગેરે લપેટીને આવે, તો સહાબએ કિરામ (રદિ.)એ સર્વાનુમતે સ્ત્રીઓને મસ્જિદોની જમાઅતમાં શરીક થવાની મનાઈ ફરમાવી દીધી. હઝરત આયશા સિદ્દીકહ (રદિ.)એ ફરમાવ્યું કે જો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આજના સંજોગોને નિહાળત તો આપ સ્ત્રીઓને મસ્જિદોમાં આવવાથી અવશ્ય રોકી દેત. આથી સ્પષ્ટ થયું

કે સહાબએ કિરામ (રદિ.)નો નિર્ણય રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નિર્ણયની વિરુદ્ધ નથી; બલકે આપે જે શરતોને આધીન પરવાનગી આપી હતી, હવે તે શરતો રહેવા પામી નથી તો હુકમ આપ (સલ.)ના જ નિર્ણયથી બદલાયેલો લેખાશે.

## પરદાનો હુકમ ઊતરવાની તારીખ

સ્ત્રીઓ અને પુરુષોનું આડેધડ અને નિ:સંકોચ મિલન તો વિશ્વના આખા ઈતિહાસમાં હઝરત આદમ (અલૈ.)થી માંડી અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી કોઈપણ યુગમાં દુરુસ્ત સમજવામાં આવ્યું નથી અને માત્ર શરીઅત–ધારકોમાં જ નહિ, બલકે દુનિયાના શરીફ ખાનદાનોમાં પણ આ પ્રકારના મુકત મિલનને ઉચિત માનવામાં આવ્યું નથી.

હઝરત મૂસા (અલૈ.)ના મદયન શહેરના પ્રવાસ વખતે કુર્આનમાં આ વાતનો ઉલ્લેખ જોવા મળે છે કે અમુક સ્ત્રીઓ પોતાની બકરીઓને પાણી પીવરાવવા માટે અલગ રોકી રાખીને ઊભી રહી હતી. તેનું કારણ પણ આ જ દર્શાવાયું છે કે તે સ્ત્રીઓએ પુરુષોની ભીડમાં ઘૂસવાનું પસંદ કર્યું નહિ. સૌથી છેલ્લે બચેલા પાણી પર સંતોષ માન્યો. હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ના નિકાહ વખતે પરદાની પહેલી આયત ઊતરી છે. આ આયત ઊતરતા પહેલાં પણ તિરમિઝી શરીફની એક હદીસમાં હઝરત ઝયનબ પોતાના ઘરમાં કેવી રીતે બેસતાં હતાં તેની રીત બયાન કરવામાં આવી છે : **“વ હિ–ય મુવલ્લિયતુન્ વજ્હહા ઈલલ હાઈત”** અર્થાત્ તે પોતાનું મુખ દીવાર તરફ ફેરવીને બેઠેલાં હતાં.

આ રિવાયતથી સ્પષ્ટ થયું કે પરદાનો હુકમ મળતા પહેલાં પણ સ્ત્રીઓમાં આડેધડ મળવાનો અને મુકતપણે મુલાકાત તથા વાતચીત કરવાનો રિવાજ શરીફ અને નેક લોકોમાં કયાંય ન હતો. કુર્આને મજીદમાં જે આગલી જહાલત અને એમાં સ્ત્રીઓના સાજ–શણગાર તથા અંગ પ્રદર્શનનું વર્ણન છે, તે પણ અરબસ્તાનના શરીફ ખાનદાનોમાં નહિ, બલકે લોંડીઓ અને સ્વચ્છંદી સ્ત્રીઓમાં હતો. અરબસ્તાનના શરીફ ખાનદાનો તેને કલંકરૂપ સમજતા હતા. અરબસ્તાનનો આખો ઈતિહાસ આ વાતનો ગવાહ છે. હિન્દુસ્તાનમાં હિન્દુ ધર્મ, બૌદ્ધ મત અને અન્ય મુશરિક ધર્મમાર્ગીઓમાં સ્ત્રીઓ અને પુરુષોના મુકત અને નિ:સંકોચ મિલનને પસંદ કરાતું નહોતું. પુરુષોની સાથે ખભેખભા મિલાવીને કામ કરવાના આ સૂત્રો, બજારો અને સડકો પર પરેડ કરવાની આ ચેષ્ટા, શિક્ષણથી માંડી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સ્ત્રી–પુરુષનું છોછ વગરનું આ મિલન અને મહેમાની તથા કલબોમાં મુકત મુલાકાતોનો આ સિલસિલો માત્ર યુરોપિયન જાતિઓની બેહયાઈ, અશ્લીલતા અને નગ્નતાની પેદાવાર છે, જેમાં આ જાતિઓ પણ પોતાના

ભૂતકાળથી વિમુખ બન્યા પછી સપડાઈ ગઈ છે. પુરાણા યુગમાં એમની પણ આ પરિસ્થિતિ ન હતી. અલ્લાહ તઆલાએ જે રીતે સ્ત્રીની શારીરિક રચનાને પુરુષથી અલગ રાખી છે, એ જ પ્રમાણે તેમની તબિયતોમાં એક પ્રાકૃતિક (ફિતરી) હયાનું ભૂષણ પણ મૂક્યું છે, જે તેમને પ્રાકૃતિક રીતે સામાન્ય પુરુષથી અળગા રહેવા તત્પર બનાવે છે. આ સ્વાભાવિક અને પ્રાકૃતિક હયાનો પરદો સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે ઉત્પત્તિકાળથી આડવાડ રહ્યો છે. ઈસ્લામના આરંભમાં પણ પરસ્પર પરદાની આ જ સ્થિતિ હતી.

સ્ત્રીઓના પરદાનો આ ખાસ પ્રકાર કે સ્ત્રીઓનું મૂળ સ્થળ મકાનની ચાર દીવારી છે અને જ્યારે કોઈ શરઈ કારણસર બહાર નીકળવાની જરૂરત ઊભી થાય તો તેઓ આખા શરીરને છુપાવીને નીકળે, આ મદીનાની હિજરત પછી હિજરી સન પાંચમાં પ્રચલિત થયો છે.

જેની વિગત આ છે કે ઉલમાએ ઉમ્મતના સર્વાનુમત અનુસાર પરદાના સંદર્ભમાં ઊતરેલી પહેલી આયત તે છે જેનું વર્ણન અગાઉ થઈ ચૂક્યું છે : **લા તદ્ખુલૂ બુયૂતન્નબિય્યિ**......આ આયત હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ના નિકાહ અને એમના નબવી હરમ (અંતઃપુર)માં પ્રવેશ વખતે ઊતરી છે. આ નિકાહની તારીખમાં હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ''ઈસાબહ''માં અને ઈબ્ને અબ્દુબર્ર (રહ.)એ ''ઈસ્તીઆબ''માં બે કથન ટાંકયાં છે કે સન ૩ હિજરી યા સન ૫ હિજરીમાં થયા છે. ઈબ્ને કસીર (રહ.)એ સન ૫ હિજરીને પ્રાધાન્ય આપ્યું છે. ઈબ્ને સઅદ (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી પણ સન ૫ હિજરી નકલ કરી છે. હઝરત આયશા (રદિ.)ની અમુક રિવાયતોથી પણ સન ૫ હિજરી સ્પષ્ટ થાય છે. (વલ્લાહુ અઅલમ).

ઉપરોક્ત આયતમાં સ્ત્રીઓને પરદા પાછળ રહેવાનો હુકમ આપ્યો અને પુરુષોને આ હુકમ મળ્યો કે જો તેમની પાસે કોઈ ચીજ માંગવી હોય તો પરદા પાછળથી માંગો. આ ફરમાનમાં પરદાની ખાસ તાકીદ જોવા મળે છે કે જરૂરત વગર તો સ્ત્રીઓ અને પુરુષોને એકમેકથી અલગ રહેવાનું જ છે, જરૂરત વખતે તેમની સાથે વાત કરવી હોય તો પરદા પાછળથી કરી શકાય છે.

આ વાત પર સૌનો એકમત છે કે પરદા વિશે સૌ પ્રથમ ઊતરેલી આ જ આયત છે : **લા તદ્ખુલૂ બુયૂતન્નબિય્યિ ઈલ્લા અંય્યુઅ્ઝ–ન લકુમ....** સૂરએ નૂરની ત્રણ આયતો અને સૂરએ અહઝાબની શરૂની આયત, જેમાં પુનિત પત્નીઓને આ હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ પોતાના ઘરોમાં ટકીને બેસી રહે : **વકર્ન ફી બુયૂતિકુન્ન**––– આ સઘળી આયતો ભલે કુર્આનના ક્રમમાં પ્રથમ છે, પરંતુ ઊતરાણની દ્રષ્ટિએ પાછળ છે. સૂરએ અહઝાબની પ્રથમ આયતમાં આ વાતની સ્પષ્ટતા મવજૂદ છે કે આ હુકમ તે જ

સમયે આપવામાં આવ્યો છે જ્યારે અઝવાજે મુતહ્હરાત (રદિ.)ને અલ્લાહ તઆલા તરફથી આ અધિકાર આપવામાં આવ્યો હતો કે જો તમે દુનિયાની વિશાળતા અને સમૃદ્ધિ ચાહતા હોવ તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસેથી તલાક લઈ લો અને જો આખિરતને સરસાઈ આપી દુનિયાની આજીવિકામાં વર્તમાન હાલત પર સંતોષ માનતા હોવ તો નિકાહમાં રહો.

અધિકાર આપવાના આ પ્રસંગમાં આ વાતનો પણ ઉલ્લેખ છે કે જે પુનિત પત્નીઓને આ અધિકાર આપવામાં આવ્યો હતો, તેમનામાં હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) પણ શામેલ હતાં. આથી સ્પષ્ટ થયું કે તેમના નિકાહ આ આયત પહેલાં થઈ ચૂકયા હતા, આ આયત પછી ઊતરી છે. એ જ પ્રમાણે સૂરએ નૂરની આયતો–જેમાં પરદા વિષે વિવરણ છે–ભલે કુર્આનના ક્રમમાં પ્રથમ છે, પરંતુ ઊતરાણની દ્રષ્ટિએ આ આયતો પણ તે પછી ''ઈફ્ક''★ના બનાવ સાથે ઊતરી છે, જે ગઝવએ બની મુસ્તલક અથવા મુરયસીઅથી વાપસીમાં બન્યો હતો. આ ગઝવહ● સન ૬ હિજરીમાં થયો છે અને શરઈ પરદાના અહકામ તે સમયથી પ્રચલિત બન્યાં છે જ્યારે હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહમાં પરદાની આયત ઊતરી છે.

## હિજાબ અને સતરમાં ફરક

પુરુષ અને સ્ત્રીના શરીરનો તે ભાગ જેને અરબી ભાષામાં ''અવરત'' અને ફારસી તથા ઉર્દૂમાં ''સતર'' કહે છે, જેને સૌથી છુપાવવું શરઈ, સ્વાભાવિક અને બૌદ્ધિક રીતે ફર્ઝ છે. ઈમાન પછી સૌથી પહેલો ફર્ઝ – જેના પર અમલ જરૂરી છે– તે સતરે અવરત અર્થાત્ ગુપ્તાંગોને છુપાવવું છે. આ ફરીઝહ સૃષ્ટિના ઉત્પત્તિકાળથી ફર્ઝ રહ્યો છે, તમામ અમ્બિયાએ કિરામ (અલૈ.)ની ઉમ્મતોમાં ફર્ઝ રહ્યો છે; બલકે શરીઅતોના અસ્તિત્વથી પણ પહેલાં ફર્ઝ રહ્યો છે. જ્યારે જન્નતમાં શજરે મમ્નૂઅહ (વર્જિત વૃક્ષ) ખાવાને કારણે હઝરત આદમ અને હવ્વા (અલયહિમસ્સલામ)નો જન્નતી પોશાક ઊતરી ગયો અને સતર ખુલી ગયું તો ત્યાં પણ હઝરત આદમ (અલૈ.)એ સતર ખુલ્લું રાખવાને જાઈઝ સમજ્યું નહિ. બન્નેવે જન્નતનાં પાંદડાં પોતાનાં સતર પર બાંધી લીધાં. **"તફિકા યખ્સિફાનિ અલયહિમા મિંવ્વરકિલ જન્નહ"** (તેઓ પોતાનાં શરીરને જન્નતમાં પાંદડાં વડે ઢાંકવાં લાગ્યાં)નો આ જ મતલબ છે. દુનિયામાં આવ્યા પછી હઝરત આદમ (અલૈ.)થી માંડી હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી દરેક પયગમ્બરની શરીઅતમાં સતર છુપાવવું ફર્ઝ રહ્યું છે. શરીરના ગુહ્ય

★ *ઈફ્ક : ખોટું દોષારોપણ.*

● *ગઝવહ : પવિત્ર ધર્મયુદ્ધ જેમાં નબીએ કરીમ (સલ.) સદેહે શરીક થયા હોય.*

ભાગો અર્થાત્ છુપાવવાપાત્ર અવયવોની નિયુકિત અને હદબંદીમાં તો મતભેદ હોઈ શકે છે કે સતર કયાંથી કયાં સુધી છે, પરંતુ સતર છુપાવવાની મૂળભૂત ફર્ઝિયત તમામ નબીઓની શરીઅતોમાં સર્વસ્વીકૃત રહી છે અને આ ફર્ઝ સ્ત્રી–પુરુષ દરેક ઈન્સાનને સ્વયં લાગુ પડે છે, કોઈ બીજો જોવાવાળો હોય કે ન હોય. આ જ કારણે જો કોઈ માણસ અંધારી રાતમાં નગ્ન અવસ્થામાં નમાઝ પઢે અને તેની પાસે સતર છુપાવવા જેટલું કપડું પણ મવજૂદ હોય તો તેની નમાઝ સર્વાનુમતે નાજાઈઝ છે, હાલાંકે તેને નગ્ન હાલતમાં કોઈએ જોયો નથી. (અલ્બહરુર્રાઈક) એ જ પ્રમાણે નમાઝ કોઈ એવી જગ્યાએ પઢવામાં આવે જ્યાં કોઈ બીજો માણસ જોવાવાળો મવજૂદ ન હોય તો તે સમયે પણ જો સતર ખુલી ગયું તો નમાઝ તૂટી જશે.

નમાઝની બહાર લોકોની સામે સતર છુપાવવાના ફર્ઝ હોવામાં તો કોઈનો મતભેદ જ નથી, પરંતુ એકાંતમાં જ્યાં બીજો કોઈ જોવાવાળો મવજૂદ ન હોય તો સર્વસંમત કથન અનુસાર ત્યાં પણ નમાઝની બહાર, કોઈ શરઈ યા કુદરતી જરૂરત વગર, સતર ખુલ્લું રાખીને નાગું (નિર્વસ્ત્ર) બેસવું જાઈઝ નથી. (અલ્બહર અન શર્હિલ મુન્યહ)

આ હુકમ તો સતર છુપાવવાનો છે, જે ઈસ્લામના આંરભકાળથી, બલકે સૃષ્ટિના સર્જનકાળથી તમામ નબીઓની શરીઅતમાં ફર્ઝ રહ્યો છે, જેમાં પુરુષ અને સ્ત્રી બંને બરાબર છે. એકાંત અને જાહેરમાં પણ બરાબર છે. જે પ્રમાણે લોકોની સામે નાગું (નિર્વસ્ત્ર) થવું જાઈઝ નથી, એ જ પ્રમાણે એકાંતમાં પણ જરૂરત વગર નાગું રહેવું જાઈઝ નથી. બીજો મસ્અલહ પરદાને લગતો છે કે સ્ત્રીઓએ પરાયા પુરુષોથી પરદો કરવાનો છે. આ મસ્અલહમાં પણ આટલી વાત તો તમામ નબીઓ, નેક અને શરીફ લોકોમાં હંમેશા માન્ય રહી છે કે અજનબી પુરુષો સાથે સ્ત્રીઓનો આઝાદ રીતે સમાગમ યા મેળાપ ન થાય. હઝરત શુએબ (અલૈ.)ની બે પુત્રીઓનો કિસ્સો કુર્આનમાં વર્ણવાયો છે. આ બે લડકીઓ પોતાની બકરીઓને પાણી પીવરાવવા માટે ગામના કૂવા પર ગઈ, જ્યાં લોકોની ભારે ભીડ જામી હતી. તેઓ પોતપોતાના પશુઓને પાણી પીવરાવી રહ્યા હતા. કુર્આને મજીદમાં છે કે આ લડકીઓ એક બાજુ અલગ ઊભી રહી. હઝરત મૂસા (અલૈ.) પોતાના પ્રવાસ દરમિયાન અચાનક ત્યાંથી પસાર થયા તો આ લડકીઓને સૌથી અલગ ઊભા રહેવાનું કારણ પૂછયું તો લડકીઓએ બે વાતો જણાવી.

પ્રથમ કારણ આ બતાવ્યું કે અત્યારે અહિંયા પુરુષોની ભારે ભીડભાડ છે. અમે પોતાના જાનવરોને પાણી ત્યારે પીવરાવીશું જ્યારે આ લોકો પરવારીને ચાલ્યા જશે.

બીજી વાત આ પણ બતાવી કે અમારા વાલિદ વૃદ્ધ અને કમઝોર છે. એમાં આ વાત તરફ ઈશારો છે કે જાનવરોને પાણી પીવરાવવા માટે બહાર નીકળવું લોકરુઢિ અને સામાન્ય રીતિરિવાજ અનુસાર સ્ત્રીઓનું કામ ન હતું, પરંતુ વાલિદની લાચારી અને

કમઝોરી તથા બીજો કોઈ પુરુષ મવજૂદ ન હોવાને કારણે આ કામ અમારે કરવું પડયું છે.

કુર્આને કરીમમાં હઝરત શુઐબ (અલૈ.)ની પુત્રીઓની આ હાલત દર્શાવવામાં આવી છે, જેનાથી સ્પષ્ટ થયું કે તે જમાના અને તેમની શરીઅતમાં પણ સ્ત્રીઓ અને પુરુષોનું હળીમળીને ચાલવું અને મુકતપણે હળવું–મળવું પસંદ નહોતું. ઉપરાંત, એવા કાર્યો સ્ત્રીઓને સોંપાતા જ ન હતાં, જેમાં પુરુષોની સાથે મેળાપ થતો હોય. સર્વથા, આ ચર્ચાથી ફલિત થાય છે કે તે સમયે સ્ત્રીઓને પરદામાં રહેવાનો કાયદેસર હુકમ ન હતો. એ જ પ્રમાણે ઈસ્લામના આરંભકાળમાં પણ આ જ પરિસ્થિતિ જારી રહી. સન ત્રણ હિજરી યા સન પાંચ હિજરીમાં સ્ત્રીઓ માટે પરાયા પુરુષોથી પરદો કરવાનું ફર્ઝ કરી દેવાયું, જેનું વિવરણ આગળ આવે છે.

આથી સ્પષ્ટ થયું કે સતરને છુપાવવું અને સ્ત્રીઓનો પરદો–આ બંને મસ્અલહ અલગ અલગ છે. સતરને છુપાવવું હંમેશાથી ફર્ઝ રહ્યું છે, જ્યારે સ્ત્રીઓનો પરદો સન પાંચ હિજરીમાં ફર્ઝ થયો છે. સતરને છુપાવવું સ્ત્રી–પુરુષ બંને પર ફર્ઝ છે અને પરદો માત્ર સ્ત્રીઓ પર. સતરને છુપાવવું એકાંતમાં અને લોકોની સામે બંને હાલતોમાં ફર્ઝ છે, જ્યારે પરદો માત્ર અજનબી માણસની હાજરીમાં ફર્ઝ છે. આ વિવરણ એટલા માટે લખવામાં આવ્યું કે આ બંને મસ્અલહને ભેળસેળ કરી દેવાથી મસાઈલ અને કુર્આનના અહકામને સમજવામાં ઘણી શંકાઓ ઉપસ્થિત થઈ જાય છે. દ્રષ્ટાંતરૂપે સ્ત્રીના સતરમાંથી સ્ત્રીના ચહેરા અને હથેળીઓનો સર્વાનુમતે અપવાદ ગણાય છે. આ જ કારણે નમાઝમાં ચહેરો અને હથેળીઓ ખુલ્લી હોય તો નમાઝ સર્વાનુમતે જાઈઝ છે. ચહેરા અને હથેળીઓના અપવાદ માટે તો સ્પષ્ટ અને પ્રત્યક્ષ હુકમ મવજૂદ છે. એમના પર કિયાસ (અનુમાન) કરીને ફુકહાએ કિરામે બંને કદમોનો પણ અપવાદ કર્યો છે.

## શરઈ પરદાના દરજ્જા અને તેમના શરઈ અહકામનું વિવરણ

સ્ત્રીઓના પરદા વિષે કુર્આને મજીદની સાત આયતો અને હદીસની સિત્તેર રિવાયતોનો નિચોડ આ જણાય છે કે શરીઅતનો મુખ્ય હેતુ પુરુષોનો પરદો છે અર્થાત્ સ્ત્રીઓનું અસ્તિત્વ અને તેમનું હલન–ચલન પુરુષોની નજરથી ગુપ્ત રહે, જે ઘરની ચાર દીવારી અથવા મંડપ અને લટકતા પરદા દ્વારા થઈ શકે છે. આ સિવાય પરદાના જેટલાં પ્રકાર મન્કૂલ છે, તે સઘળાં જરૂરતને આધીન તથા જરૂરતના સમય અને જરૂરતના પ્રમાણ સાથે બંધનકારી છે.

આ પ્રમાણે પરદાનો પહેલો દરજ્જો, જે શરીઅતનો મૂળ ઉદ્દેશ છે, તે પુરુષોથી પરદો કરવાનો છે કે સ્ત્રીઓ પોતાના ઘરોમાં ટકીને રહે; પરંતુ ઈસ્લામી શરીઅત એક સંપૂર્ણ અને સર્વગ્રાહી જીવનવ્યવસ્થા છે, જેમાં માનવની સઘળી જરૂરતોનો પૂરો ખ્યાલ રાખવામાં આવ્યો છે અને આ એક દેખીતી વાત છે કે સ્ત્રીઓ માટે આવી જરૂરતોનું ઉપસ્થિત થવું એક અનિવાર્ય અને સ્વાભાવિક બાબત છે કે તેમણે કોઈક વખતે ઘરોમાંથી બહાર નીકળવું પડે. આ જરૂરતની પૂર્તિ માટે કુર્આન અને સુન્નતની દ્રષ્ટિએ પરદાનો બીજો પ્રકાર યા દરજ્જો આ જણાય છે કે સ્ત્રીઓ માથાથી પગ સુધી બુરકા યા લાંબી ચાદરમાં આખા બદનને છુપાવીને બહાર નીકળે. રસ્તો જોવા માટે ચાદર યા બુરકામાંથી માત્ર આંખ ખુલ્લી રાખે અથવા બુરકામાં તે જાળી લગાડી લે જે આંખોની સામે વાપરવામાં આવે છે. જરૂરતના પ્રસંગે પરદાનો બીજો દરજ્જો પણ પહેલાની જેમ તમામ ઉલમાએ કિરામ અને ફુકહાએ ઈઝામ દરમિયાન સર્વસંમત અને સર્વસ્વીકૃત છે. આ બંને પ્રકારનું વિવરણ નીચે મુજબ છે.

## પહેલો દરજ્જો :

## મકાન દ્વારા પુરુષોથી પરદો

કુર્આન અને સુન્નતની દ્રષ્ટિએ મૂળ મત્લૂબ (ઉદ્દેશ્ય) આ જ દરજ્જો છે. સૂરએ અહઝાબની ચર્ચા હેઠળની આયત **"વ ઈઝા સઅલ્તુમૂહુન્ન મતાઅન્ ફસ્અલૂહુન્ન મિંવ્વરાઈ હિજાબ"** (નબી સલ. ની પત્નીઓ પાસેથી જો તમારે કંઈ માંગવું હોય તો પરદા પાછળથી માંગો) એની સ્પષ્ટ દલીલ છે અને એનાથી વધુ સ્પષ્ટ દલીલ સૂરએ અહઝાબની જ શરૂની આયત **"વકર્ન ફી બુયૂતિકુન્ન"** (પોતાના ઘરોમાં ટકીને રહો) છે. આ આયતો પર જે રીતે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમલ ફરમાવ્યો, એનાથી વાત વધુ સ્પષ્ટ થઈ જાય છે.

અગાઉ સ્પષ્ટ થઈ ચૂકયું છે કે સ્ત્રીઓના પરદા વિષેની પહેલી આયત હઝરત ઝયનબ (રદિ.)ના નિકાહના પ્રસંગે ઊતરી હતી. હદીસની રિવાયતોમાં હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે હું પરદાના આ બનાવને સૌથી વધુ એ કારણે જાણું છું કે હું તે સમયે હુઝૂર (સલ.)ની ખિદમતમાં હાજર હતો. જ્યારે પરદા માટે આ આયત ઊતરી તો આપે (સલ.) પુરુષોની સામે એક ચાદર વગેરેનો પરદો નાખી હઝરત ઝયનબ (રદિ.)ને અંદર છુપાવી લીધાં. આપે એમને બુરકા યા ચાદરમાં છુપાવ્યાં નથી. શાને નુઝૂલમાં★ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)નો જે બનાવ અગાઉ બયાન થઈ

★ *આયત ઊતરવાની પશ્ચાદ્ ભૂમિકા*

ચૂકયો છે, એનાથી પણ આ જ ફલિત થાય છે કે મુખ્ય ઉદેશ આ જ હતો કે ઉમ્મહાતુલ મુઅમિનીન (રદિ.) પુરુષોની નજરોથી અલગ અંદર રહે. જેમ કે, હઝરત ઉમર (રદિ.)ના શબ્દોથી પણ આ જ સ્પષ્ટ થાય છે : "યદ્‌ખુલુ અલયકલ બિર્ર વલ ફાજિર" (આપ સલ.ની ખિદમતમાં સારા અને ખરાબ દરેક પ્રકારના લોકો આવે છે).

સહીહ બુખારી શરીફમાં ગઝ્‌વ–એ–મૂતહના પ્રકરણ હેઠળ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત છે કે જ્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હઝરત ઝૈદ ઈબ્ને હારિસહ, હઝરત જઅફર અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા (રદિયલ્લાહુ અન્હુમ)ની શહાદતના સમાચાર મળ્યા તો આપ (સલ.) મસ્જિદે નબવીમાં હાજર હતા. આપના મુબારક ચહેરા પર ભારે આઘાત અને રંજગમના ચિહ્‌નો હતાં. હું ઓરડાની અંદર દરવાજાની એક તિરાડમાંથી આ આખી ઘટના નિહાળી રહી હતી.

આ રિવાયતથી પુરવાર થયું કે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) આ બનાવ વખતે પણ બહાર આવીને બુરકા સાથે લોકોના સમૂહમાં જોડાયાં નહિ; બલકે દરવાજાની તિરાડમાંથી આ જલસો નિહાળતાં રહ્યાં.

સહીહ બુખારીના "કિતાબુલ મગાઝી ઉમ્રતુલ કઝા"ના પ્રકરણમાં છે કે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના ભાણ્યા હઝરત ઉરવહ ઈબ્ને ઝુબૈર (રદિ.) અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) મસ્જિદે નબવીમાં, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના ઓરડાને અડોઅડ બહાર હાજર હતા અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉમરાત વિષે પરસ્પર ચર્ચા કરી રહ્યા હતા. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે આ સમય દરમિયાનમાં જ અમે હઝરત સિદ્દીકા (રદિ.)ના દાતણ કરવાની અને ગળું સાફ કરવાની અવાજ ઓરડામાંથી સાંભળી .... આગળ નબીએ કરીમ (સલ.)ના ઉમરાતના બનાવનું વર્ણન છે..... આ રિવાયતથી પણ જાણવા મળ્યું કે પરદા વિષેની આયતો ઊતર્યા પછી અઝવાજે મુતહ્‌હરાત (પુનિત પત્નીઓ)નો આ નિયમ બની ગયો હતો કે તેઓ ઘરોમાં રહીને પરદો કરતાં હતાં.

એ જ પ્રમાણે સહીહ બુખારી ''ગઝ્‌વતુત્તાઈફ''માં એક હદીસ છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાણીના એક વાસણમાં કોગળો કરીને એ પાણી હઝરત અબૂ મૂસા અને હઝરત બિલાલ (રદિ.)ને અર્પણ કર્યું કે એને પી લો અને પોતાનાં ચહેરા પર મસળી લો. ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) પરદા પાછળ આ ઘટના નિહાળી રહ્યાં હતાં. તેમણે અંદરથી અવાજ આપી આ બંને બુઝુર્ગોને કહ્યું કે આ તબર્રુકમાંથી થોડુંક પોતાની માં (ઉમ્મે સલમહ રદિ.) માટે રાખી મૂકજો.

આ હદીસ પણ સાક્ષી છે કે પરદાનો હુકમ આવ્યા પછી અઝવાજે મુતહ્હરાત ઘરો અને પરદાઓમાં રહેતાં હતાં.★

સહીહ બુખારીના ''કિતાબુલ અદબ'' પ્રકરણમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે તેઓ અને હઝરત અબૂ તલ્હા (રદિ.) એકવાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે જઈ રહ્યા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઊંટ પર સવાર હતા. આપ (સલ.) સાથે ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યહ (રદિ.) પણ સવાર હતાં. માર્ગમાં અચાનક ઊંટને ઠોકર લાગી અને હઝરત અબૂ તલ્હા (રદિ.)ના બયાન અનુસાર આપ (સલ.) અને હઝરત સફિય્યહ (રદિ.) ઊંટ પરથી ગબડી પડયાં તો અબૂ તલ્હા (રદિ.) આપની પાસે હાજર થયા અને અરજ કરી : ''અલ્લાહ તઆલા મને આપ (સલ.) પર કુર્બાન કરી દે, આપને કોઈ ચોટ તો લાગી નથી ને ?'' આપે (સલ.) ફરમાવ્યું : ''ના, તમે અવરતના ખબરઅંતર પૂછો.'' અબૂ તલ્હા (રદિ.)એ પ્રથમ તો પોતાનો ચહેરો કપડામાં છુપાવ્યો, પછી હઝરત સફિય્યહ (રદિ.) પાસે પહોંચ્યા અને તેમના પર કપડું નાખી દીધું તો તે ઊભા થઈ ગયાં. પછી એ જ પ્રમાણે પરદામાં ગુપ્ત યા ઢંકાયેલા હોવાની હાલતમાં તેમને તેમની સવારી પર સવાર કરી દીધાં.

હોનારત રૂપે અચાનક બનેલા આ બનાવમાં પણ સહાબએ કિરામ અને અઝવાજે મુતહ્હરાતનો પરદાના સિલસિલામાં આટલો બધો પ્રબંધ પરદાની મહત્ત્વતાને સાબિત કરે છે.

જામિઅ તિરમિઝી શરીફમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની હદીસ છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ઈઝા ખરજતિલ મરઅતુ ઈસ્તશરફહશ્શયતાન. અર્થ : ''સ્ત્રી જ્યારે ઘરની બહાર નીકળે છે તો શયતાન તેને તાકમાં રાખે છે'' (મતલબ કે તેને મુસલમાનોમાં બુરાઈ ફેલાવવાનું માધ્યમ યા ઝરીયો બનાવે છે).

ઈબ્ને ખુઝયમહ અને ઈબ્ને હિબ્બાને ઉપરોક્ત હદીસમાં આ શબ્દો પણ નકલ કર્યા છે : અકરબુ મા તકૂનુ મિન વજ્હિ રબ્બિહા વ હિ–ય ફી કઅ્રિ બયતિહા. અર્થ : ''સ્ત્રી પોતાના પરવરદિગારથી સૌથી વધુ નજીક તે સમયે હોય છે, જ્યારે તે પોતાના ઘરની વચ્ચે છુપાયેલી હોય.''

★ *આ રિવાયતમાં આ વાત પણ મનનીય છે કે અઝવાજે મુતહ્હરાત પણ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તબર્રુકાતનાં એટલાં જ અભિલાષી હતાં, જેટલાં અન્ય મુસલમાન. આ પણ આપ (સલ.)ની પવિત્ર ઝાતની વિશેષતા હતી, નહિતર પત્નીનો પતિ જોડે જે મુક્ત અને નિઃસંકોચ સંબંધ હોય છે, તેની સાથે તેના આદર અને પ્રતિષ્ઠાનો આ દરજ્જો કાયમ રહેવો સામાન્ય રીતે અસંભવિત છે.*

આ હદીસમાં પણ આ વાતની સાબિતી મવજૂદ છે કે સ્ત્રીઓ માટે અસલ વાત આ જ છે કે તેઓ પોતાના ઘરોમાં ટકીને રહે, બહાર નીકળે નહિ (જરૂરી પ્રસંગોનો અપવાદ છે).

એક અન્ય હદીસમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : **લયૂસ લિન્નિસાઈ નસીબુન્ ફિલ્ખુરૂજિ ઈલ્લા મુઝ્તર્રતન્.** અર્થ : ''સ્ત્રીઓનો બહાર નીકળવા માટે કોઈ હિસ્સો નથી. અલબત્ત, બહાર નીકળવા માટે કોઈ લાચારીની સ્થિતિ ઊભી થઈ જાય તો બહાર નીકળી શકે છે.'' (તબરાની, કન્ઝ : ભા–૮, પેજ–૨૬૩)

હઝરત અલી (કર્રમલ્લાહુ વજ્હહૂ)થી રિવાયત છે કે હું એક દિવસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર હતો. આપે (સલ.) સહાબએ કિરામ (રદિ.)ને પ્રશ્ન કર્યો : **અય્યુ શયઈન્ ખયરુન્ લિન્નિસાઈ ?** અર્થ : ''સ્ત્રીઓ માટે કઈ વસ્તુ બેહતર છે ?'' સહાબએ કિરામ (રદિ.) ખામોશ રહ્યા, કોઈ જવાબ દીધો નહિ. પછી જ્યારે હું ઘરમાં ગયો અને ફાતિમહ (રદિ.)ને આ જ સવાલ કર્યો તો તેમણે ફરમાવ્યું : **લા યરયૂનર્રિજા–લ વલા યરવ્નહુન્ન.** અર્થ : ''સ્ત્રીઓ માટે આ જ બેહતર છે કે તેઓ પુરુષોને જુએ નહિ અને પુરુષો તેમને જુએ નહિ.'' મેં તેમનો આ જવાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે નકલ કર્યો તો આપે ફરમાવ્યું : **સદકત્ ઈન્નહા બુઝઅતુમ મિન્ની.** અર્થ : ''તેમણે ઠીક કહ્યું. બેશક, તેઓ મારો એક અંશ છે.''

''ઈફ્ક''ના બનાવમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)નું જંગલમાં કાફલાથી પાછળ રહી જવાનું કારણ પણ આ જ બન્યું હતું કે અઝવાજે મુતહ્હરાત (રદિ.)નો પરદો માત્ર બુરકા યા ચાદરનો જ રહેતો ન હતો, બલકે તેઓ સફરમાં પણ પોતાના કાઠડા (હવદજ)માં રહેતાં હતાં, આ કાઠડો જ ઊંટની ઉપર સવાર કરી દેવાતો હતો અને એ જ પ્રમાણે ઉતારી દેવાતો હતો. કાઠડો મુસાફરના ઘર સમાન હોય છે. આ બનાવમાં જ્યારે કાફલો ચાલવા માંડયો તો આદત પ્રમાણે ખાદિમોએ કાઠડા (કજાવા)ને એવું સમજીને ઊંટ પર ગોઠવી દીધો કે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) અંદર મવજૂદ છે, હાલાંકે તેઓ એમાં ન હતાં, બલકે કુદરતી જરૂરત માટે બહાર ગયાં હતાં. આ ગેરસમજમાં કાફલો રવાના થઈ ગયો અને ઉમ્મુલ મુઅમિનીન જંગલમાં એકલાં રહી ગયાં.

આ બનાવ પણ આ વાતની પ્રબળ દલીલ છે કે શરઈ પરદાનો ભાવાર્થ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને અઝવાજે મુતહ્હરાત (રદિ.) આ જ સમજ્યાં હતાં કે સ્ત્રીઓ પોતાના મકાનોમાં, સફરમાં હોય તો પોતાના કજાવામાં, રહે. તેમનો વજૂદ પુરુષોની સામે ન આવે. જ્યારે મુસાફરીની હાલતમાં પુરુષોથી પરદો કરવાની આવી તકેદારી રખાતી હતી તો વતનમાં–પોતાના ઘરે કેવી તકેદારી રખાતી હશે ?

# બીજો દરજ્જો :

## બુરકા દ્વારા પરદો

જરૂરતના પ્રસંગે જ્યારે સ્ત્રીને બહાર જવું પડે તો તેવા સમયે કોઈ બુરકો યા લાંબી ચાદર માથાથી પગ સુધી ઓઢીને નીકળવાનો હુકમ છે, જેમાં બદનનો કોઈ ભાગ જાહેર થવા પામે નહિ. આ હુકમ સૂરએ અહઝાબની આ આયતથી સાબિત છે : **યા અય્યુહન્નબિય્યુ કુલ લિઅઝ્વાજિ–ક વ બનાતિ–ક વ નિસાઈલ મુઅ્મિની–ન યુદ્‌ની–ન અલયૂહિન્ન મિન જલાબીબિહિન્ન...** અર્થ : ''હે નબી સલ. ! આપ પોતાની પુનિત પત્નીઓ, પવિત્ર પુત્રીઓ અને આમ મુસલમાનોની સ્ત્રીઓને હુકમ દો કે તેઓ પોતાની જિલ્બાબને પોતાના પર લટકાવી લે.'' જિલ્બાબ તે લાંબી ચાદરને કહે છે, જેમાં સ્ત્રી માથાથી પગ સુધી છુપાય જાય. (આ કથન હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે.)

ઈબ્ને જરીર (રહ.)એ પોતાની સનદ સાથે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી જિલ્બાબના ઉપયોગની આ સૂરત નકલ કરી છે કે સ્ત્રી માથાથી પગ સુધી એમાં લપેટાયેલી હોય અને ચહેરો તથા નાક પણ એમાં ઢંકાયેલાં હોય. માત્ર એક આંખ રસ્તો જોવા માટે ખુલ્લી હોય. આ આયતની પૂરી તફસીર અગાઉ બયાન થઈ ચૂકી છે. અહિંયા માત્ર આ બતાવવાનો હેતુ છે કે જરૂરતના સમયે જ્યારે સ્ત્રી ઘરની બહાર નીકળવા મજબૂર હોય તો તેણે પરદાનો આ દરજ્જો અપનાવવો જરૂરી છે કે જિલ્બાબ વગેરેમાં માથાથી પગ સુધી છુપાયેલી હોય અને એક આંખ સિવાય ચહેરો પણ છુપાયેલો હોય.

આ સૂરત પણ ફુકહાએ કિરામના સર્વાનુમતે જરૂરતના સમયે જાઈઝ છે, પરંતુ સહીહ હદીસમાં આ સૂરત અપનાવવામાં પણ અમુક પાબંદીઓ લાદવામાં આવી છે. જેમ કે, ખૂશ્બૂ લગાડેલી ન હોય, ખણખણતું ઘરેણું પહેર્યું ન હોય, રસ્તાના કિનારે ચાલે, પુરુષોના સમૂહમાં દાખલ ન થાય.... વગેરે. (મઆરિફુલ કુર્આન)

એક હદીસમાં છે, એકવાર હઝરત બિલાલ (રદિ.) યા હઝરત અનસ (રદિ.)એ હઝરત સય્યિદહ ફાતિમહ (રદિ.) પાસે આપનું બાળક માંગ્યું તો હઝરત ફાતિમહ (રદિ.)એ પરદા પાછળથી હાથ લાંબો કરીને આપ્યું (ફત્હુલ કદીર.) હાલાંકે આ બંને સજ્જનો હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાસ ખાદિમ હતા અને દરેક સમયે તેમની અવર–જવર રહેતી હતી.

પરદા વિષેની આ આયત ઊતર્યા પછી હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરોમાં દરવાજા પર પરદા લટકાવી દેવાયાં અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અનુકરણમાં તમામ મુસલમાનોના ઘરોમાં પણ દરવાજે પરદા લટકાવી દેવામાં આવ્યાં. (દર્સે કુર્આન : ૭/૬૩૧)

સારાંશ કે ગેર મહરમ સામે ચહેરો ખોલવું ચારેવ મુજતહિદ ઈમામોના નજીક નાજાઈઝ છે. ત્રણ ઈમામોના નજીક તો મુત્લકન્ (કોઈ પ્રકારના બંધન વિના) નાજાઈઝ છે અને ઈમામ અબૂ હનીફા (રહ.)ના નજીક ફિત્નાના કારણે નાજાઈઝ છે. ગેરમહરમ પુરુષોમાં દિયર, જેઠ, બનેવી, નણદોઈ, પિત્રાઈ ભાઈ, મોસાઈ અને મસિયાઈ ભાઈ પણ શામેલ છે. સામાન્ય રીતે આ રિશ્તેદારોને ગેર મહરમ સમજવામાં આવતાં નથી, હાલાંકે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ રિશ્તેદારોને ગેર મહરમ ઠરાવ્યાં છે. જેમ કે, અગાઉ અહાદીસના પ્રકરણમાં આ વિષે સવિસ્તર બયાન થઈ ચૂક્યું છે.

ચહેરો ખોલવામાં ફિત્નાઓનું ઉદ્ભવવું એટલું સ્પષ્ટ છે કે તેને બયાન કરવાની જરૂર નથી. કોઈ ખાનદાન અને કોઈ બિરાદરી એવી નથી, જ્યાં આ પ્રકારના બનાવો બન્યાં ન હોય, પરંતુ સામાન્ય રીતે આ પ્રકારના બનાવોને છુપાવવાની આદત છે, એ કારણે બહુ ઓછા પ્રમાણમાં તે બહાર આવવા પામે છે. તે છતાં ય આવા બનાવો વખતો-વખત પ્રગટ થતાં જ રહે છે.

હઝરત મવલાના મુફતી રશીદ અહમદ સા. (કરાચી) પોતાની એક મુદ્રિત તકરીરમાં ફરમાવે છે :

''અમુક લોકો એવું સમજે છે કે અમારે ત્યાં તો પરદો ન કરવામાં ખતરાની કોઈ વાત નથી. માશાઅલ્લાહ અમારી પત્ની ઘણી નેક છે. અમારી દીકરીઓ, બહેનો, વહુઓ ઘણી જ નેક છે. એમની આંખમાં તો બુરાઈ આવી શકતી જ નથી તો દિલમાં તો કયાંથી આવશે ? આ તો બહુ દૂરની વાત છે. અમારા ભાઈઓ અને બીજાં નજીકના સગાં–સ્નેહીઓ ઘણા જ શરીફ લોકો છે. આ બુરાઈની તો અમારે ત્યાં કલ્પના પણ થઈ શકતી નથી........આ સમસ્યા જેટલી મહત્ત્વની છે, એના પ્રત્યે એટલી જ વધુ ઉદાસીનતા અને ગફલત દાખવવામાં આવે છે. સામાન્ય લોકો સિવાય ખાસ લોકો–ઉલમાએ કિરામમાં પણ વધુ ગફલત જોવા મળે છે. કુર્આને કરીમના સ્પષ્ટ હુકમ પર બિલકુલ અમલ થઈ રહ્યો નથી. જાણે કે આ હુકમ કુર્આને કરીમમાં ઊતર્યો જ નથી. તેમના અમલ અને વર્તનથી એવું જણાય છે કે જાણે પરદાનો હુકમ કુર્આનમાં મવજૂદ જ નથી !

## પ્રકરણ : ૪

# પ્રાચીન જહાલત અને અર્વાચીન આધુનિક જહાલત

હઝરત મવલાના કારી મુહમ્મદ તય્યિબ સા. (રહ.) લખે છે :

''આજથી કઈ હજાર વર્ષ પૂર્વે હઝરત નૂહ અને હઝરત ઈદ્રીસ (અલયહિ-મસ્સલામ)ના દરમિયાની યુગ તથા હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને હઝરત ઈસા (અલૈ.)ના દરમિયાની યુગમાં, જેનો કુર્આન મજીદે જાહિલિય્યતે ઊલા તરીકે ઉલ્લેખ કર્યો છે, સ્ત્રીની આ બેપર્દગી અને આઝાદી પોતાની ચરમસીમાએ પહોંચી ગઈ હતી. આ યુગોમાં સ્ત્રીને એક પ્રદર્શન અને જાહેર હિતની ચીજ સમજવામાં આવતી હતી. તેની હેસિયત કોઈ ગુપ્ત ખઝાના જેવી ન હતી જે માત્ર પોતાના જ માલિકના કામ આવી શકે; બલકે (તેની હેસિયત) એક વકફ મિલકત જેવી હતી, જેનાથી દરેક માણસ દરેક હાલતમાં લાભ ઉઠાવી શકતો હતો. ઘરેણાં, ભૂષણો, આકર્ષક પોશાક અને અત્તરોથી સજ્જ થઈને ઘરની ચાર દીવારીથી બહાર નીકળતી. મસ્તીભરી ચાલઢાલ, ઢબછબ અને નાઝ–નખરાંથી પુરુષોને પોતાના તરફ આકર્ષિત કરતી. પછી આ બાહ્ય શોભા–શણગારની સાથોસાથ, શરીરના અવયવોની નગ્ન હેસિયત અને સૌંદર્યના સઘળાં અંગ–ઉપાંગોને નજરોની સામે રજૂ કરતી હતી અને આ રીતે એક સ્ત્રી એક જ સમયમાં પોતાના પતિ અને આશિકની વચ્ચે વાપરી શકાતી હતી. સારાંશ કે ચારિત્ર્ય અને પાકદામનીની હકીકતથી જ નહિ, બલકે સૂરતથી પણ અજાણ બનીને પ્રત્યેક તે મોજમજાથી, જે સ્ત્રી દ્વારા પુરુષ પ્રાપ્ત કરી શકતો હતો, પુરુષને લાભાન્વિત કરવામાં આ બેપર્દા સ્ત્રીને કશો સંકોચ ન હતો. પૂર્વજ ઉમ્મતોના આ જ નાજાઈઝ પ્રદર્શન, દેહવિક્રય, નગ્નતા અને નિર્લજ્જતાનું કુર્આને કરીમે તબર્રુજે જાહિલિય્યહના શીર્ષકથી વર્ણન કર્યું છે.

આજની કામાતૂર અને વાસનાભૂખી કોમ, વિશેષરૂપે યૂરોપની મોજીલી અને વિલાસપ્રિય કોમોની બેપર્દગી અને નગ્નતાની રીતભાત એટલી હદે પહોંચી ચૂકી છે કે જાહિલિય્યતે ઊલા (પ્રાચીન જહાલત) પણ એનાથી શરમાઈને ભૂગર્ભમાં છુપાઈ ગઈ છે. યૂરોપિયન લેડીઓનો શણગાર, અર્ધનગ્ન લિબાસ, મનહર સહેલસપાટા, ઉત્તેજક ચેનચાળા અને પરદા વિહોણી રઝળપાટ અને એની સાથે પુરુષોનો નિર્લજ્જ તથા બીભત્સ વ્યવહાર–જેને કાનૂની ઝિંદગીનું સ્વરૂપ આપી સભ્યતા, શિષ્ટાચાર અને સુસંસ્કૃતિનું લેબલ લગાડી દેવાયું છે–જાહિલિય્યતે ઊલાની પ્રતિકૃતિ, બલકે પોતાની જાતમાં એનાથી કયાંય વધીને છે :

**યહ વહી ફિત્ના હૈ, લેકિન યાં ઝરા સાંચેમેં ઢલતા હૈ**

આજની સ્ત્રી બેશક કાનૂની રીતે આઝાદીભર્યા હક્કો ધરાવે છે; પરંતુ આ આઝાદીનો અર્થ એના સિવાય બીજો શું છે કે તે કશી રોકટોક વગર, અર્ધનગ્ન લિબાસમાં, જાહેર માર્ગો અને વિહાર કેન્દ્રોમાં નીકળે છે. પરદા અને નકાબ (ઘૂંઘટ) વગર પોતાની નગ્ન છાતી (વક્ષઃસ્થળ) અને ગરદનનું પ્રદર્શન કરતી ફરે છે. પૂરી બનાવટ સાથે પોતાની મનોહર ચાલઢાલ અને ઢબછબ દ્વારા રસ્તે ચાલતા લોકોને પોતાના તરફ આકર્ષિત કરે છે અને સૌંદર્યના આ પ્રદર્શન વડે કુંવારી સ્ત્રી પોતાના માટે અનેક મિત્રો અને પરિણીતા પોતાના પતિના અનેક હરીફો પેદા કરી લે છે. પતિઓની પરવાનગી અને ઈચ્છાની પરવા કર્યા વગર ઓળખીતા પુરુષો સાથે છડેચોક મુક્ત મેળાપ, નિઃસંકોચ વાતચીત, મજાક–મસ્તી અને વિનોદ તેની નીતિ–રીતિ છે. પરાયા પુરુષો સાથે એકાંત સેવવામાં પતિને ખલેલ પાડવાનો કાનૂની રીતે કશો અધિકાર નથી, કારણ કે સ્ત્રી પોતાના હક્કોમાં આઝાદ છે, જેનો અર્થ આ છે કે આધુનિક સભ્યતા અને સંસ્કૃતિના કર્તવ્યોમાં કુકર્મીઓને રોકવાનો નહિ; તેમના માર્ગમાં સહૂલતો ઉપલબ્ધ કરવાનો હેતુ હોય છે.''

## વર્તમાન જહાલત અને બેહયાઈના થોડાંક નમૂના

એનું પરિણામ આ છે કે બદકારીની સાથે કોમી હિમાયત શામેલ છે. ''સોલ્યુશન આર્મી'' યુરોપની એક લોકસેવક અને નિરાધારોની સુરક્ષક જમાઅત છે, જેની સ્થાપના અલ્લાહની મખ્લૂકની દેખરેખ અને સારસંભાળ રાખવાના હેતુસર કરવામાં આવી છે. તેનું એક કામ આ પણ છે કે યૂરોપમાં જે માતાઓને નાજાઈઝ અને હરામ બાળકોને જન્મ આપવામાં યાતનાઓ અને મુસીબતોનો સામનો કરવો પડે છે, તેમના માટે પ્રસૂતિગૃહો અને સુવાવડની વ્યવસ્થા કરે. આ મિશનના એક રિપોર્ટના હવાલાથી ન્યૂયોર્કનું મેગેઝીન ''મેડિકલ ક્રાઈક એન્ડ ગાઈડોસી'' (૧૯૨૮) લખે છે, જેની એક કંડિકા ''ફોરવર્ડ'' કલકત્તામાં પ્રગટ થઈ છે :

''આજથી વીસ વર્ષ પૂર્વે આ પ્રસૂતિગૃહોની આબાદી પુખ્તવય સ્ત્રીઓ દ્વારા કાયમ હતી જે દરેક રીતે સોચી–વિચારીને બદકારી કરતી હતી; પરંતુ હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. હવે આ પ્રસૂતિઘરોમાં મોટી સંખ્યા કુંવારી વિદ્યાર્થિનીઓ અને મુગ્ધ કિશોરીઓની આવવા માંડી છે, જેમના દિવસો માતા બનવાને બદલે સ્કૂલમાં હાજરી આપવાના હોય છે. અંતિમ ગણતરી મુજબ તેમની સંખ્યા ૪૨ પરસેન્ટ છે. આ કન્યાઓની દરમિયાની ઉંમર ૧૬ વર્ષ છે.''

(''અખબારે સચ'' ૧૩ જુલાઈ ૧૯૨૫, ''તાલીમાતે ઈસ્લામ ઔર મસીહી અકવામ''ના હવાલાથી)

આ સંખ્યા એવી હાલતમાં છે કે દેશમાં ગર્ભનિરોધના અગણિત સાધનો અને તરીકાઓની શોધ થઈ ચૂકી છે અને જ્યાં ઈરાદા વગર માં બનવું અશકય થઈ ગયું છે. બદકારી અને લંપટાઈના ૧૦૦–૨૦૦ બનાવોમાંથી કોઈ એકાદ બનાવમાં જ આ પ્રસૂતિગૃહોમાં જવાની નોબત આવતી હશે. લંડનમાં દેહવિક્રયનો હક કોઈ પણ સ્ત્રીને આપવામાં આવ્યો નથી, પરંતુ આ છતાં ય એક ઝિમ્મેદાર મીમ સા. લખે છે :

''ઈસ્વી સન ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી ત્રણ વર્ષમાં લંડનમાં દેહવિક્રયના અપરાધમાં વીસ હજાર સ્ત્રીઓની ધરપકડ કરવામાં આવી. આ તે મૂર્ખ સ્ત્રીઓ હતી, જેમણે પોલીસને ગિરફતારીની તક આપી, નહીતર લાખો એવી ભાગ્યશાળી સ્ત્રીઓ ભરી પડી છે, જેમની ઉંમર આ જ પ્રવૃત્તિમાં વ્યતીત થઈ છે અને પોલીસના કાને ખબર પડી નથી.''

(ઈન્કિલાબ : ૧ જુલાઈ ૧૯૨૮, તાલીમાતે ઈસ્લામ.....)

જોન પોલ લખે છે :

''ન્યૂયોર્ક શહેરમાં અત્યારે ચાળીસ હજાર બજારી સ્ત્રીઓ મવજૂદ છે. એમાં તે કન્યાઓનો સમાવેશ થતો નથી, જેમણે પોતાના મકાનો, હોટલો અને બીજાં પબ્લિક સ્થળોમાં જાહેર હિતનું કામ ચાલુ કરી રાખ્યું છે. હિસાબ કરીને જોવામાં આવ્યું છે કે લગભગ પ્રત્યેક દસ નવયુવાન સ્ત્રીઓમાં ન્યૂયોર્કમાં એક બજારી મંડી છે. એક અંદાજા મુજબ ન્યૂયોર્ક શહેરમાં આ બજારી સ્ત્રીઓ પંચાવન લાખ ચાળીસ હજાર પુરુષોના હાથે પોતાની આબરૂને વેચે છે. દિવસભરમાં પંદર હજાર એક સો એંસી પુરુષો બજારી સ્ત્રીઓને વાપરે છે, એના કારણે બધાં જ, ગુપ્ત રોગોના શિકાર છે.''

(ઈન્કિલાબ : ૧ જુલાઈ ૧૯૨૮, તાલીમાતે ઈસ્લામ)

''મહશરે ખ્યાલ'' મેગેઝિનના જૂન ૧૯૩૫ના અંકમાં લંડનમાં કાયદેસર લાયસન્સ કઢાવીને છડેચોક બદકારી કરનાર સ્ત્રીઓની સંખ્યા ૩૦ હજાર પ્રગટ થઈ છે. જાહેર છે કે જો ચોવીસ કલાકમાં એક સ્ત્રી સાથે બદકારી કરનાર પુરુષોની સંખ્યા પાંચ પણ મૂકવામાં આવે, જે આવા સંજોગોમાં ઓછામાં ઓછી સંખ્યા છે, તો સાબિત થશે કે લંડનમાં કાયદેસર રીતે ઉઘાડેછોગ દરરોજ એક લાખ પચાસ હજાર પુરુષો વ્યભિચાર કરે છે અને એક વર્ષમાં પિસ્તાળીસ લાખ.

ગ્લાસ્કો શહેરની કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓની સહાય માટે ત્યાંની કુંવારી કન્યાઓએ એલાન કર્યું કે અમે જાહેર માર્ગો અને સડકો પર ૬ શિલિંગમાં પોતાનાં ચુંબનને વેચીશું. થયું પણ એવું જ, અને સેંકડો પાઉન્ડ આ નમણી–નાઝુક યુવતીઓના ચુંબનો દ્વારા પ્રાપ્ત થયાં.

લંડનમાં નવયુવાન કન્યાઓની કાયદેસર સંસ્થાઓ છે જેઓ નિર્ધાર કરે છે કે અમે શાદી નહિ કરીએ. ત્યાં પ્રેમલીલા અને પ્રેમાળ સંબંધો તેમના નિયમોની વિરુદ્ધ નથી.

અમેરિકાની એક યુનિવર્સિટીમાં વિદ્યાર્થિનીઓને પૂછવામાં આવ્યું કે એક નવાંગતુક (નવી આવનારી) કન્યાને યુનિવર્સિટીમાં દાખલ થતા પહેલાં કઈ કઈ વાતોની જાણકારી હોવી જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર ૨૦૦ ઉપરાંત વિદ્યાર્થિનીઓએ લખ્યો, જેનો નિચોડ ''અખબારે મદીના''એ આ રીતે પ્રગટ કર્યો છે :

> ''કન્યાને પુરુષત્વ અને સ્ત્રીત્વ તથા તેની વિશેષતાઓ અને લાક્ષણિકતાઓનું પૂરેપૂરું સાનભાન હોવું જોઈએ. તે આ જાણતી હોવી જોઈએ કે કેવી રીતે નાચવું જોઈએ ? કેવી રીતે સિગારેટ પીવી જોઈએ ? કેવી રીતે શરાબનો જામ ગટગટાવવો જોઈએ ? કેવી રીતે તેણે ગળે લાગવું જોઈએ ? ઉપરાંત, તેણે સૌંદર્યના તમામ ચાહકો પર અકારણ અને સમગ્ર રીતે મહેરબાન પણ થવું જોઈએ નહિ. બદમસ્ત અને શરાબી લોકો સાથે મામલો કરવાની આવડત પણ તેનામાં હોવી જોઈએ. એક કન્યાએ ઉત્તરમાં આ શબ્દોનો પણ વધારો કર્યો કે ગળે લાગવાનો અને ભેટવાનો અનુભવ પહેલેથી જ કેળવવો જોઈએ, જેથી યુનિવર્સિટીમાં પહોંચીને આ અમલમાં અનુભવના અભાવે કોઈ રુકાવટ યા શરમનો સામનો કરવો ન પડે અને સરળતાપૂર્વક આ અમલ વિદ્યાર્થીઓ યા પ્રોફેસરો યા યુનિવર્સિટીના કર્મચારીઓ સાથે જારી રહી શકે. વળી, જેના પ્રત્યે તેને અણગમો અને સૂગ હોય તેને આલિંગન કરવાથી અળગા રહેવાની કળા અને રીત પણ તેને આવડવી જોઈએ.''
>
> (''સિયાસંત'' લાહોર, ૨૮ મે ૧૯૨૩, તાલીમાતે ઈસ્લામ)

એક અમેરિકન વિદ્વાન લખે છે :

''આપણાં સિનમાગૃહો અને આપણી મોટરકારો શું છે ? અપરાધો, દૂષણો અને બદકારીનાં પ્રચાર, જેમનાથી ચોરી કરવામાં આપણને આસાની પ્રાપ્ત થાય છે, સ્ત્રીઓને ભગાડી જવામાં સહાય મળે છે, અશ્લીલતા અને અપકૃત્યોમાં આ મિશ્રિત જનસમૂહો દ્વારા કાફી સહૂલતો ઉપલબ્ધ થઈ જાય છે. પરિણામસ્વરૂપ આજે ન પુરુષોમાં ગયરત યા સ્વમાન બાકી છે અને ન સ્ત્રીઓમાં પાકદામની યા શીલતા, ઘરેલું જીવન બરબાદ છે, આજની આઝાદ સ્ત્રીઓને ન પુરુષની પરવા છે અને ન તો પુરુષને સ્ત્રીની. દોસ્ત–બિરાદરો માટે આજે સૌથી મોટી ભેટ પત્ની તથા પુત્રી છે અને સ્ત્રી માટે સૌથી વધુ સુંદર, મનહર અને હર્ષવર્ધક નઝારો (દ્રશ્ય) પુરુષની શહવતપૂર્ણ યા કામાતુર નજર છે.''

મિસ્ટર જ્યોર્જ એલન એન્ડ અલવન પોતાના પુસ્તક ''કલચર''માં લખે છે :

''ઈઝઝત અને પ્રતિષ્ઠાના શબ્દો ઈસ્મત (શીલતા) વિષે પ્રયોગવામાં આવે છે; પરંતુ અમલી ઝિંદગીઓ હરામકારી માટે વકફ છે.''
(તાલીમાતે ઈસ્લામ :૧૦૫)

આ જ મિશ્રિત વાસનાવૃત્તિઓના અંતર્ગત યૂરોપમાં આંતરરાષ્ટ્રીય સ્પર્ધાઓ યોજાય છે. આ સ્પર્ધાઓ કયા સામાનની યોજાય છે ? વાપરવાની ચીજવસ્તુઓની નહિ, બલકે સૌંદર્યની સ્પર્ધાઓ કે કઈ યુવતી સૌથી વધુ સૌંદર્યવાન છે અને કયા દેશ તથા કયા શહેરનું નામ સૌંદર્યસ્પર્ધામાં આગળ નીકળી ગયું છે ? પછી ગૌરવપ્રદ શૈલીમાં તે દેશ અને પ્રદેશની પ્રશંસા કરવામાં આવે છે. માત્ર સૌંદર્યવાન અવયવોની જ સ્પર્ધાઓ યોજાતી નથી, બલકે કામોત્તેજક અવયવોની પણ સ્પર્ધાઓ વિના સંકોચે યોજાય છે. હમણાં થોડાંક દિવસો પહેલાં જાંઘોનું પ્રદર્શન યોજાયું હતું કે કઈ નવયુવાન કન્યાની જાંઘ વધુ ગોરી અને દેખાવડી છે ! આવી સ્પર્ધાઓમાં ઈનામો જાહેર કરવામાં આવે છે, જેનાથી આજની કૌમોની કૌમી ભાવનાઓનો અંદાજો કરી શકાય છે.

ઉપરોક્ત સવિસ્તર ચર્ચાથી સારી પેઠે અનુમાન કરી શકાય છે કે સ્ત્રી–પુરુષની બેપર્દગી અને બેહયાઈએ માનવજાતને પાશવતાના કેટલા નિર્લજ્જ દરજ્જે પહોંચાડી દીધી છે અને ધર્મને તિલાંજલિ આપનારા પોતે ઘડી કાઢેલાં નિયમો અથવા આધુનિક સંસ્કૃતિના પ્રવાહમાં વહીને કેવી ભયાનક રીતે અખ્લાક અને ઈન્સાનિયતથી દૂર થતા જાય છે અને કેવી રીતે સુખશાંતિના ઢગમાં આગ લગાડીને માનવજાત માટે જહન્નમનાં દ્વાર ખોલતા જાય છે.

આ જ તે પશ્ચિમની સભ્યતા, પ્રગતિ અને તેની રોશન સંસ્કૃતિ છે, જેની તરફ પશ્ચિમથી વધુ પશ્ચિમના નવા શિષ્યો (આપણા રોશનખ્યાલ નવયુવાનો) આપણને બોલાવી રહ્યા છે. શરઈ પરદાના મસ્અલાની વિરુદ્ધ દૈનિક સમાચારપત્રો અને સામયિકોના પૃષ્ઠો કાળાં કરવામાં આવે છે, જેથી એશિયા તે બેહયાઈ પર આવી જાય, જ્યાં પશ્ચિમી દેશો પહોંચી ચૂકયાં છે. અફસોસ કે આંખો આંધળી બની ગઈ છે, કાન બહેરા થઈ ગયાં છે, જીભો મૂંગી થઈ ગઈ છે, હૃદયો પર પડદાં પડી ગયાં છે અને દિમાગ જડ બની ગયાં છે. મઝહબ અને વિશેષ રીતે ઈસ્લામ મઝહબની રોશની નજરે પડતી નથી. બેપર્દગીના આ વિનાશકારી પરિણામોને નિહાળી ઈસ્લામની વિદ્વત્તાપૂર્ણ શરીઅતે પોતાના અનુયાયીઓને હયા અને ઈમાનની અનમોલ પૂજી અર્પણ કરી હતી અને આ જાહિલિયતે ઊલા (પ્રાચીન જહાલત) અને જાહિલિયતે ઉખ્રા (અર્વાચીન જહાલત)ના એ સૂગકારક અને ગંદા કૃત્યોની પેરવી તો શું, એમની જાહેરી અને બાહ્ય મુશાબહત (અનુરૂપતા)થી પણ અળગા રાખ્યા હતા. આ કારણે તેણે જહાલતકાળના શણગારની સરખામણીમાં ફિતરી યા પ્રાકૃતિક પરદાનો એક એવો લજ્જાપ્રદ અને સુંદર પ્રોગ્રામ રજૂ કર્યો છે, જેનું અનુકરણ એક તરફ ઉચ્ચ અખ્લાક અને મુસ્લિમ ખાતૂનોની આબરૂ બચાવે છે તો બીજી તરફ ભૌતિક સમૃદ્ધિ અને પ્રગતિ તથા કૌમ અને માનવજાતની સુરક્ષાની બાંહેધરી આપે છે, જેના વર્તુળમાં ન ઝિના કદમ મૂકી શકે છે અને ન તો ઝિના સુધી પહોંચાડનારાં પરિબળો ફરકી શકે છે.

(શરઈ પરદા, ૨૯ થી ૩૨)

યાદ રહે કે હઝરત કારી સાહેબે ટાંકેલાં આ બનાવો આજથી લગભગ ૬૦ વર્ષ પહેલાંનાં છે. પછીનાં ૫૯ વર્ષમાં પશ્ચિમી દેશોમાં બેહયાઈ અને બેશરમીમાં અનેકગણો વધારો થયો છે જે આ દેશોમાં વસતા લોકોથી ગુપ્ત નથી, બલકે આ બેહયાઈ અને બદકારીને કાનૂની રક્ષણ આપવામાં આવ્યું છે અને હજુ વધુ અપાય રહ્યું છે. બેહયાઈના સેંકડો બનાવો વખતો વખત બહાર આવતાં રહે છે. આ જ શહેરમાં બનેલો એક બનાવ, જે **K. W. RECORD** ના ૨૫ ઓકટોબર ૧૯૮૮ ના અંકમાં પ્રગટ થયો છે, ટાંકું છું :

એક માણસ, જેનું મૂળ વતન ચીલી છે અને એની પત્ની પણ ચીલીની જ રહેવાસી છે, બંને અહિંયા કેનેડામાં રહેતાં હતાં. પતિની ઉંમર ૪૦ વર્ષ અને પત્નીની ઉંમર ૩૪ વર્ષ હતી. એક દિવસ પતિ ઘરમાં દાખલ થયો તો પત્નીને પરાયા પુરુષ સાથે પોતાના પલંગ પર સૂતેલી પામી. તે પોલીસચોકીએ ગયો અને પોલીસને બનાવની જાણ કરી. પોલીસે કહ્યું કે આ કોઈ અપરાધ નથી. તે ઘરે પાછો આવી ગયો, પરંતુ આ દ્રશ્ય તેનાથી જોઈ શકાયું નહિ, બીજીવાર પોલીસને ટેલિફોન કરીને બોલાવી. બે પોલીસ અધિકારીઓ આવ્યા અને કહ્યું કે આ કોઈ અપરાધ નથી, તમે બહાર સોફા પર સૂઈ જાઓ. આવું કહીને બંને ચાલ્યા ગયા. તે માણસ સહન કરી શકયો નહિ અને ચાકુ કાઢીને પત્નીને પાછળથી હુલાવી દીધું. પત્ની હોસ્પિટલમાં દાખલ થઈ ગઈ. સારવાર પછી સારીનરવી થઈ ગઈ અને તે માણસને જેલમાં ધકેલી દેવાયો. કોર્ટમાં કેસ ચાલ્યો. કોર્ટે પણ પત્નીને

કશું કહ્યું નહિ, પરંતુ પત્નીને ઝખ્મી કરવાના અપરાધમાં પતિને દોઢ વર્ષની કેદની સજા ફટકારી.

અહિયા આવી ઘટનાઓ દરરોજ બનતી રહેતી હોવાથી અહિંયાના લોકોને કશું આશ્ચર્ય થતું નથી. અહિંયાની યુનિવર્સિટીઓ અને કોલેજોમાં કોઈ કન્યા શાદીથી પહેલાં જવલ્લે જ કુંવારી રહેવા પામે છે, બલકે પૂર્વીય દેશોની આ આદત પર લોકોને આશ્ચર્ય થાય છે, કે ત્યાં શાદીથી પહેલાં કુંવારા રહેવાને જરૂરી સમજવામાં આવે છે.

## પરદાના અહકામનો નિચોડ અને શરીઅતનો ઉદ્દેશ્ય

સર્વથા, શરઈ પરદાની સર્વગ્રાહી અને સર્વવ્યાપી મર્યાદાઓ અને બંધનો ન માત્ર સમાજજીવન બલકે ઈબાદત, અને ન માત્ર ઈબાદત બલકે હૃદય અને અંતરપટ, અને ન માત્ર વાસ્તવિકતાઓ બલકે સંભાવનાઓ અને વિચારો, અને ન માત્ર આ દુન્યવી જીવન બલકે મૃત્યુ પછીના જીવન ઉપર પણ છવાયેલાં છે અને આદત તથા ઈબાદતનો કોઈ પ્રકાર એવો બાકી રહેતો નથી, જેમાં સ્ત્રીને પરદાનો અને પુરુષને નજર બચાવવાનો હુકમ આપવામાં આવ્યો ન હોય. ઉપરાંત આ સતર અને નજર બચાવવાનો પણ કોઈ જાહેરી અને આંતરિક પ્રકાર એવો છોડવામાં આવ્યો નથી, જેનું ડહાપણભર્યું માર્ગદર્શન પૂરું પાડવામાં આવ્યું ન હોય. જેમ કે, ઉપર્યુકત વિવરણોમાં આપ નિહાળી ચૂકયા છો કે પ્રથમ પોતાનાં મકાનોમાં ટકીને રહેવાનો હુકમ દીધો, પછી બદન છુપાવવાનું માર્ગદર્શન આપ્યું, પછી શણગાર છુપાવવા ફરમાવ્યું, પછી ખૂશ્બૂ, ચાલઢાલ, ઢબછબ વગેરે ગુપ્ત રાખવાનો હુકમ ફરમાવ્યો, પછી ચહેરો ઢાંકવાનો ઈરશાદ થયો, પછી અમલ છુપાવવાની ચેતવણી આપવામાં આવી, અહિયા સુધી કે અંતે વિચારો ગુપ્ત રાખવાની પણ પ્રેરણા આપી દીધી. આટઆટલી પાબંદીઓ અને તકેદારીઓથી એક મિનિટ માટે પણ એવું સમજી શકાતું નહોતું કે શરીઅત અજનબી પુરુષ અને સ્ત્રી વચ્ચે જરા અમસ્તું મિલન યા કમસે કમ સહચાર અને થોડી શી બેતકલ્લુફી (નિ:સંકોચતા) સાંખી લે છે અને તે પણ સમાજજીવન અને કલ્ચરના સંદર્ભમાં જે વાસનાવૃત્તિઓ અને મનેચ્છાઓ ઉશ્કેરવાનો ખાસ સબબ છે, બલકે તેના પ્રત્યેક સૂચન અને પ્રત્યેક બંધનથી, જે તેણે સ્ત્રીઓને બહાર નીકળવા પર લાગુ કર્યાં છે, આ ઈચ્છા સાવ ફલિત થાય છે કે સ્ત્રીઓ તેના ઉદ્દેશ્ય અને ઈચ્છાથી માહિતગાર બની બહાર નીકળવાથી અટકી જાય. શા માટે ?

આ કારણે કે જાહિલિયતે ઊલા (પ્રાચીન જહાલત)નો શણગાર અને મુક્ત સહચાર તથા આજની અર્વાચીન જાહિલિયતનો વાસનામય ઉશ્કેરાટ એમનામાં માર્ગ પામે નહિ અને આ અપરિપકવ યા અર્ધ બુદ્ધિ ધરાવનારીઓ તેની લાલચમાં પોતાના પવિત્ર

અખ્લાક અને લજ્જાયુક્ત ભાવનાઓ તથા કાર્યોથી બેજવાબદાર બની જવા પામે નહિ. બસ, આ જાહિલિયતે ઊલા યા પ્રાચીન જહાલતે બેપર્દગી અને બેહયાઈનાં જેટલાં ય અમલી પાંસાં સામે ધર્યાં, ઈસ્લામી શરીઅતે પાકદામની, પવિત્રતા અને શીલતાનાં પહેલેથી તૈયાર કરેલાં એટલાં જ પડદાં એમનાં પર નાખી દીધાં કે જેનાથી પ્રત્યેક બેહયાઈનું છિદ્ર બંધ થઈ જાય અને મુસ્લિમ નારી તમામ પ્રકારના અનિષ્ટો અને અનૈતિકતાઓથી બચી જાય.

## નૈતિકતા અને અનૈતિકતામાં પશ્ચિમ અને પૂર્વની સ્ત્રીઓની તુલના

બસ, કયાં પૂર્વની તે શરીફ સ્ત્રી જે પોતાની પવિત્રતા, આબરૂ અને પાકદામનીના આભૂષણની હિફાઝત માટે સેંકડો પરદાઓમાં છુપાઈને ઘરના એક ખૂણામાં એકાંતવાસ પાળે છે અને કયાં પશ્ચિમની તે વિસ્ફારિત નજરવાળી સ્ત્રી જે પોતાના દરેક શણગારનું પ્રદર્શન કરતી ફરે છે અને બીજાઓને પોતાના તરફ આકર્ષિત કરતી તથા પોતે બીજાઓ તરફ આકર્ષિત થતી ઘરની ચાર દીવારીથી બહાર બજારમાં, વિહારગાહોમાં, જાહેર પાર્કોમાં, જલસાઓ, શામિયાણાઓ, હોટલો, શરાબખાનાઓ, થિયેટરો, સડકો, જાહેર પ્રદર્શનો અને સિનેમાઓમાં ભટકતી ફરે છે ! કયાં આ દુરાચાર અને પાપાચારથી શરાબોર જાહિલિયતના મુક્ત શણગારનું પ્રદર્શન અને કયાં તે હયા અને પાકદામની (શીલતા)થી છલોછલ ઈસ્લામી આદર્શવાદ ! :

**ચિરાગે મુર્દહ કુજા, નૂરે આફતાબ કુજા**

જ્યારે બંને પ્રકારની સ્ત્રીઓનાં અલગ અલગ બે માર્ગો છે, એક રૂહાની અખ્લાક તરફ જઈ રહ્યો છે અને એક વાસનાવૃત્તિઓ તરફ જઈ રહ્યો છે. ઉપરાંત, આ બંનેવમાં માનસિક અને બાહ્ય રીતે બુનિયાદી તફાવત પણ છે તો કેવી રીતે શકય હતું કે શંકા–કુશંકા અને ભેળસેળને મિટાવનારી ઈસ્લામી શરીઅત એમનામાં ભેળસેળને સાંખી લેત અથવા પરદા અને બેપર્દગીના આ બે વિરોધાભાસી દરજ્જાઓમાં કશી શંકાને પ્રવેશવાનો માર્ગ આપત ? તેણે બેપર્દગીને નાબૂદ કરી અને સંપૂર્ણ પરદો પાળવાનો (જેના વિવિધ દરજ્જાઓનું અગાઉ વર્ણન થઈ ચૂકયું છે) હયાવાન સ્ત્રીઓને હુકમ આપ્યો, જેથી મુસ્લિમ સ્ત્રીઓ અને આ પ્રાચીન તથા અર્વાચીન હયાશૂન્ય સ્ત્રીઓમાં પરસ્પર કોઈ સમાનતા અને અનુરૂપતા સુદ્ધાં બાકી રહેવા પામે નહિ.

આ વિવરણ અને સ્પષ્ટતા હોવા છતાં શરઈ પરદાના કોઈ એક નાનકડા બંધનને ઉથાપીને યા તોડીને ઈસ્લામી જગતે આ આશા રાખવી જોઈએ નહિ કે એ ભવિષ્યમાં તે

જરૂરી બંધનોને પોતાની હાલત પર બાકી રાખી શકશે, જેમને બાકી રાખવાને આજે તે પણ જરૂરી માને છે. વાસનાભૂખની સૌથી નીચેની કડી પોતાનાથી ઉપરની કડીઓને ત્યાં સુધી બરાબર ખેંચતી રહે છે, જ્યાં સુધી કે તે આ સાંકળની પૂરી લંબાઈને સંપૂર્ણ ન કરી લે. જે જાતિઓમાં વર્તમાન બેપર્દગી અથવા પ્રચલિત બેહયાઈ આવી, તે એકદમ અને શરૂઆતથી જ આવી ગઈ નથી, બલકે પ્રથમ તેની તે જ પંક્તિઓ અમલમાં મૂકાઈ, જેમને હંગામી સોસાયટીએ અવિચારીપણે હલકી અને બિન હાનિકારક સમજીને રિવાજ દીધો હતો, જેનાથી બચવા માટે પરદાની પ્રાથમિક પંક્તિઓ કાયમ કરવામાં આવી હતી. માનવસ્વભાવની વિશેષતા જ આ છે કે મર્યાદાભંગ પછી તે બીજી મર્યાદાઓને કાયમ રાખી શકતો નથી.

પરાયી જાતિઓની સ્ત્રીએ જ્યારે ઘરની ચાર દીવારીનો પરદો તોડી નાખ્યો તો મેદાનમાં આવીને અવાજનો પરદો ઉઠાવી દેવાનું તેના માટે કંઈ મુશ્કેલ રહ્યું નહિ. અવાજે નગ્ન થઈને ચહેરાઓને પરદા વિહોણાં કરી દીધાં અને ચહેરાઓએ ખુલ્લાં પડીને નજરના પરદાઓને ખોલી નાખ્યાં. આઝાદ નજરોએ વિચારોને આઝાદ કરી દીધાં. વિચારસ્વાતંત્ર્યે ખ્યાલના પરદાને ખોલી નાખ્યો. લિબાસની ફેશને સૌ પ્રથમ સૌંદર્યવાન અંગોને બેનકાબ યા નગ્ન કરી દીધાં. છાતી (વક્ષઃસ્થળ), ગરદન, ડોક અને બાહુઓનું પ્રદર્શન શરૂ થયું. નગ્ન સૌંદર્યે કામોત્તેજક અંગો પરનાં પડદાં હટાવી દીધાં. પિંડલીઓ અને પછી જાંઘો ખુલ્લી થઈ ગઈ. બેપર્દગી યા નગ્નતાનાં પ્રાથમિક પરિબળો પૂરાં થઈ ગયાં અને મૂળ મકસદ વધુ નજીક થઈ ગયો અને અંતે તે ગુપ્તાંગો (શર્મગાહો) પણ ખુલ્લાં થઈ ગયાં, જેમને ઢાંકી રાખવા માટે પરદાનો આ લાંબોલચક સિલસિલો કાયમ કરાયો હતો અને આજે આ જ યુરોપિયન બેહિજાબ જાતિઓમાં તદ્દન નગ્ન પુરુષો અને સ્ત્રીઓની સંખ્યા પણ લાખોથી ઓછી નથી. ''ઈન્કિલાબ'' અખબાર લખે છે :

> ''ફ્રાન્સ અને જર્મનીમાં જન્મજાત નગ્નતાનો સિલસિલો પણ શરૂ થઈ ચૂકયો છે. જર્મનીમાં નગ્નતાની એક અંજુમન સ્થાપવામાં આવી છે. એના સભ્યોની સંખ્યા ચાર લાખ સુધી પહોંચી ચૂકી છે, જેમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી છે, પરંતુ ૧૯૨૯ ઈસ્વી સનની ગણતરીથી જાણવા મળે છે કે જર્મનીમાં તેના સભ્યોની સંખ્યા ચાળીસ લાખ સુધી પહોંચી ચૂકી છે.''
>
> (ઈન્કિલાબ, લાહોર, ૩૦ ડિસેમ્બર ૧૯૨૯, તાલીમાતે ઈસ્લામ)

''મદીના'' (બિજનોર)એ ફ્રાન્સ વિષે સમાચાર પ્રગટ કર્યા છે અને આ લખ્યું છે કે :

> ''ફ્રાન્સના નાગરિકોએ ફિતરત–પરસ્તી (પ્રકૃતિવાદ)ને અમલી રૂપ આપવા માટે એક પ્રકૃતિ સભાની સ્થાપના કરી છે, જેમાં હજારો લોકો સભ્ય તરીકે શામેલ થઈ ગયાં છે. આ લોકો શાકભાજી, ફળફળાદિ અને પાણી પર જીવન

વિતાવે છે અને પોશાકની સામાન્ય રીતભાતને તિલાંજલિ આપી એમણે નાહતી વખતે પહેરવાનો અર્ધનગ્ન પોશાક ધારણ કરી લીધો છે, પરંતુ અમુક કટ્ટરપંથી સભ્યો કહે છે કે આટલો પોશાક વાપરવો પણ માત્ર ઢોંગ છે અને એમણે જાહેરાત કરી દીધી છે કે તેઓ હવે પછી તદ્દન નગ્ન અવસ્થામાં રહેશે. આ ફિતરતપરસ્ત જમાઅતમાં સ્ત્રી, પુરુષ, વૃદ્ધ, બાળકો, દરેક પ્રકારના લોકો શામેલ છે અને એની સંખ્યામાં દિન પ્રતિદિન વધારો થઈ રહ્યો છે. જર્મનીમાં આ માન્યતા ધરાવનારાઓની સંખ્યા ગત વર્ષે ત્રીસ લાખ હતી અને આ વર્ષે આ સંખ્યામાં દસ લાખનો વધારો નોંધાયો છે.''

(મદીના, ૯ મે ૧૯૨૯, તાલીમાતે ઈસ્લામ.......)

જાહેર છે કે બેપર્દગીના આ અંતિમ બિંદુ પર પહોંચ્યા પછી યૂરોપના ઐયાશો અને વિલાસીઓમાં આ ખુલ્લંખૂલ્લા અપકૃત્યો અને હરામકારીઓનું બેધડક આચરણ જરા પણ આશ્ચર્યજનક નથી, જેમને અનેક પ્રકારના પરદાઓ વડે દીને ઈલાહીએ મિટાવ્યાં હતાં અને જેમની સંખ્યાની એક અછડતી ઝલક પણ અગાઉ રજૂ કરવામાં આવી છે. શું મુસલમાનોને એવી આશા છે કે તેઓ વર્તમાન યુગના બેપરદા લોકોના અંધ અનુકરણમાં ચહેરાઓનો પરદો કાઢી નાખીને તે બેપર્દગી અને અનિષ્ટો સુધી નહિ પહોંચે, જેમના સુધી એમના યુરોપિયન શિક્ષકો પહોંચી ચૂકયા છે ? કદાપિ નહિ : **વ લન તજિ–દ લિસુન્નતિલ્લાહિ તબ્દીલા** (તમે અલ્લાહ તઆલાના નિયમમાં જરા પણ ફેરફાર જોશો નહિ), બલકે આ હકીકતને સામાન્ય ઉસૂલી શબ્દોમાં આમ સમજી લેવી જોઈએ કે નબવી તાલીમને છોડી જ્યારે પણ લોકો પોતાની સમજબુદ્ધિને માર્ગદર્શક બનાવશે તો તેઓ વિનાશના શિકાર થઈને જ રહેશે. આપણી નજાત અને કામિયાબી નબવી તાલીમના અનુકરણ પર જ અવલંબિત છે. અક્કલની ઊપજ છેવટે તો બરબાદી સુધી પહોંચાડીને જ છોડે છે.

કુર્આન અને સુન્નતે જે જીવનશૈલી અને સમાજવ્યવસ્થાની દુનિયાને તાલીમ આપી છે તે પવિત્રતા, પરહેઝગારી, પાકદામની, શીલતા, ઈઝઝત–આબરૂ અને સુખ–શાંતિની ઝામિન છે. મુસલમાનોને અલ્લાહ તઆલાએ ઈસ્લામના પ્રતાપે જ ઈઝઝત અર્પણ કરી છે. મુસલમાનની ઈમાની ગયરત અને દીની અસ્મિતાની ભાવનાને આ વાત કદાપિ સ્વીકાર્ય અને શોભાસ્પદ હોવી જોઈએ નહિ કે તે ઈસ્લામી જીવનશૈલીને તિલાંજલિ આપી પરધર્મીઓની રહેણીકરણી, ઢબછબ, રીતભાત, કલચર અને જીવન પદ્ધતિને અપનાવે. યૂરોપ અને પશ્ચિમના યહૂદીઓ અને ખ્રિસ્તીઓ તથા અન્ય નાસ્તિકો ઈસ્લામ અને મુસલમાનોના કટ્ટર દુશ્મન છે. તેમણે આપણામાંના અર્ધસમજ લોકોને સ્ત્રીસ્વાતંત્ર્યના પાઠનું રટણ કરાવી બેપર્દગી, બેહયાઈ, નગ્નતા, અશ્લીલતા અને બદકારીમાં સંડોવી દીધાં છે અને ઈસ્લામની પવિત્ર, સ્વચ્છ, શુદ્ધ અને શીલવાન સમાજવ્યવસ્થામાં જાતજાતની ગંદકીઓ ઉત્પન્ન કરવા માટે વિવિધ પ્રકારનાં જાળાં ફેલાવી દીધાં છે, જેમાં કુર્આન તથા

સુન્નતથી ગાઢ મુહબ્બત ધરાવનાર લોકો ઝડપભેર ફસાતા જાય છે : ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન. આજે યૂરોપ અને અમેરિકા વગેરે પશ્ચિમી રાષ્ટ્રો જે અખ્લાકી તબાહી, બીભત્સતા અને ભૂંડાં કૃત્યોમાં ફસાયેલાં છે, તેની શરૂઆત બેપર્દગીથી જ થવા પામી છે. બેપર્દગીએ શારીરિક શોભા–શણગારનો માર્ગ મોકળો કર્યો, પછી તેણે બેહયાઈનું સ્વરૂપ ધારણ કરી લીધું અને પછી બેહયાઈ યા નિર્લજ્જતાએ નગ્નતા અને બદકારીનો દરવાજો ખોલી દીધો. તે યૂરોપ જેણે નારી સ્વાતંત્ર્યના ફરેબપૂર્ણ નામે દુનિયામાં ગંદકી ફેલાવી, તેના વિષે ઈંગ્લેન્ડની જ એક શરીફ સ્ત્રીએ અત્યંત ખેદ, પસ્તાવા અને લજ્જા સાથે પોતાના દેશની સ્ત્રીઓ વિષે એક નિબંધ લખ્યો, જેનો અનુવાદ મિસરના ''અલ મનાર'' માસિકમાં પ્રગટ થયો હતો, જેમાં તેણે લખ્યું છે :

> ''ઈંગ્લેન્ડની સ્ત્રીઓ પોતાની સઘળી પવિત્રતા, પાકદામની અને આબરૂ ગુમાવી બેઠી છે અને એમનામાં ઘણી ઓછી સ્ત્રીઓ એવી મળશે, જેમણે પોતાની પવિત્રતા, શીલતા અને પાકદામનીના પાલવને હરામકારીના ડાઘથી કલંકિત કર્યો ન હોય. એમનામાં નામ લેવા પૂરતી પણ શરમ–હયા નથી. તેઓ એવી આઝાદ અને સ્વચ્છંદી ઝિંદગી વિતાવે છે કે આ નાજાઈઝ આઝાદીએ એમને માનવસમૂહમાં શામેલ કરવાને પાત્ર પણ રહેવા દીધી નથી. અમને પૂર્વીય રાષ્ટ્રોમાં વસતી મુસ્લિમ સ્ત્રીઓ પ્રત્યે ગર્વ થાય છે, જે અત્યંત પ્રામાણિકતા અને પરહેઝગારી સાથે પોતાના પતિઓના આદેશોનું પાલન કરે છે અને તેમની પાકદામનીનો લિબાસ ગુનાહોના કલંકથી નાપાક થતો નથી. તેઓ જેટલો ગર્વ કરે યથાયોગ્ય છે અને હવે તે સમય આવી રહ્યો છે કે ઈસ્લામી શરીઅતના અહકામના પ્રચલન દ્વારા ઈંગ્લેન્ડની સ્ત્રીઓની પાકદામની (શીલતા)ને સુરક્ષિત રાખવામાં આવે.''
>
> (મઆરિફુલ કુર્આન, ભા. ૯, હઝરત કાંધલવી રહ.)

સર્વથા, કુર્આન અને હદીસે પરદાના મસ્અલાને રોશન અને સ્પષ્ટ દલીલો સાથે બયાન ફરમાવી દીધો છે, જેમાં કોઈ પ્રકારની શંકા અને દ્વિધાને અવકાશ નથી.

## ચિંતનાત્મક ક્ષણ

ઉપરોક્ત ચર્ચાને વાંચી લીધા પછી અનુમાન કરી શકાય છે કે અલ્લાહ તઆલા અને તેના પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કેટલી ચીવટથી પરદાના અહકામ બયાન ફરમાવ્યા છે અને કેટકેટલી વિગત, સ્પષ્ટતા અને વિશ્લેષણથી તેના એક એક અંશને બયાન ફરમાવ્યો છે અને કેટલી કડકાઈથી તેમના પર અમલ કરવાનો હુકમ દીધો છે.

આપણે ચિંતન–મનન કરવું જોઈએ કે આપણે જે કુર્આન પર ઈમાન ધરાવીએ છીએ, તેના પર કેટલો અમલ કરીએ છીએ ? કુર્આનના અહકામની આપણને કેટલી પરવા છે ? કયાંક એવું તો નથી કે કિયામતના દિવસે કુર્આને કરીમની આ આયત અનુસાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપણા વિષે અલ્લાહ તઆલાને આ શિકાયત કરે કે :

"યા રબ્બિ ઈન્ન કવ્મિત્તખઝૂ હાઝલ કુર્આ–ન મહ્જૂરા."
[હે મારા પરવરદિગાર ! મારી કોમે આ કુર્આનને ત્યજી દીધું છે.]

આપણી આ માન્યતા છે કે કિયામતના દિવસે આપણને અલ્લાહ તઆલાની સમક્ષ હાજર કરવામાં આવશે. આપણો દરેક અમલ તેની સામે રજૂ કરવામાં આવશે. કાલે કિયામતના દિવસે આપણે તેની સામે કેવી રીતે જઈશું ? શું તે આપણને નહિ પૂછે કે મેં પોતાની કિતાબમાં તમને જીવન ગુઝારવાનો એકેએક અદબ અને સંસ્કાર બતાવી દીધો હતો, હલાલ અને હરામ ખોલી ખોલીને બયાન કરી દીધાં હતાં. તમે મારાં બતાવેલાં હુકમો પર કેટલો અમલ કર્યો ? તમારાં કૃત્યો, કર્તવ્યો, વાણી–વર્તન અને વિચારોથી કેટલું જાહેર થતું હતું કે તમારાં દિલોમાં મારો ખૌફ પણ છે ?

કિયામતના દિવસે આપણે પ્યારા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રૂબરૂ પણ હાજર થવાનું છે. નિઃસહાયતા, વિવશતા અને સખતીના આ દિવસે જ્યારે સૂર્ય સવા નેઝાના અંતરે હશે, લોકો પ્યાસથી તરવરતા હશે, આવા કપરા સમયે આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સૌને હૌઝે કવસરથી પાણી પીવડાવશે. કદી આપણે વિચાર્યું છે ખરું કે આપણે હુઝૂર (સલ.)ની સામે કયા મોઢે જઈશું ? આપણે આખું જીવન હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તાલીમથી વિમુખ અને ઉદાસીન રહ્યા, તેના પર અમલ માટે કદી કદમ ઉપાડયો નથી, એવી પરિસ્થિતિમાં આપણે કેવી રીતે અપેક્ષા રાખી શકીએ છીએ કે આપ (સલ.) તે દિવસે આપણને પોતાના હાથે પાણી પીવડાવશે ? આપણે ગુનાહોના બોજ તળે દબાયેલા હોવાની હાલતમાં કેવી રીતે ઉમ્મીદ કરીએ છીએ કે આપ (સલ.) આપણી સિફારિશ ફરમાવશે ? શું આપણી રહેણીકરણી, આપણાં આચાર–વિચાર, આપણી ઢબછબ, આપણી શકલ–સૂરત, આપણો લિબાસ અને રૂપરેખા–આ પૈકી કોઈ ચીઝ પણ એવી છે, જેમાં આપણે આપ (સલ.)ની તાલીમ પર અમલ કર્યો હોય ?

પરદાના હુકમો ઘણાં જ મહત્ત્વંત છે અને ખરેખર, તેમના પર અમલ કંઈક મુશ્કેલ પણ છે; પરંતુ એમાં જરા ય શંકા નથી કે જેણે તેમના પર અમલ કરી લીધો, તેના માટે અલ્લાહ તઆલાના બીજા હુકમો પર ચાલવું પણ આસાન થઈ જાય છે, કારણ કે આ ગોળી જરા કડવી છે, પણ ઘણી લાભદાયી છે. તેના પ્રતાપે મુસલમાન અતિ ઝડપ અને સરળતાથી અલ્લાહ તઆલાના રંગમાં રંગાતો ચાલ્યો જાય છે.

આજે અમ મુસલમાનોના દિલોમાં નેકીનો માપદંડ (મેઅયાર) માત્ર આ રહી જવા પામ્યો છે કે અવરાદ અને વઝાઈફ વધુમાં વધુ પઢી લઈએ, નવાફિલ અને તસ્બીહાત ખૂબ પઢી લઈએ, પંજસૂરહ પઢી લઈએ, હિંમત હોય તો રોઝા રાખી લઈએ, ખયરાત અને સદકાત કરી દઈએ, મીઠી મીઠી વાતો પર તો અમલ કરી લઈએ; પરંતુ જે વાત નફસ અને ખ્વાહિશથી જરા ય ટકરાતી હોય તેને ફગાવી દઈએ, અલ્લાહ તઆલાથી મુહબ્બતનાં તો ખૂબ બણગાં ફૂંકીએ; પરંતુ તેની નાફરમાની અને અનાદરને છોડીએ નહિ, હાલાંકે હરામ કામોને છોડવા ફર્ઝ છે અને નેકીની બુનિયાદ પણ આ જ છે કે અલ્લાહ તઆલાની નાફરમાની અને બંડખોરીથી તવબા કરવામાં આવે. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે :

**"ઈત્તકિલ મહારિ–મ તકુન અઅ્બુદન્નાસ."**
[ગુનાહોથી બચો, સૌથી મોટા ઈબાદતગુઝાર બની જશો.]

બેપર્દગીનો ગુનાહ બીજા ગુનાહોથી ઘણો જ સંગીન અને ગંભીર છે. તેને છોડવો અત્યંત જરૂરી છે. એનાથી સાચા દિલે તવબા કરવી જોઈએ, કારણ કે :

(૧) આ જગજાહેર ગુનાહ છે. સૌની સામે છડેચોક કરવામાં આવે છે. તેને કરવાવાળાને હજારો–લાખો ઈન્સાન જુએ છે. કરવાવાળાની હાલત આ એલાન કરે છે કે તેને અલ્લાહ તઆલાના હુકમોની કશી પરવા નથી, તે અલ્લાહ તઆલાનો વિદ્રોહી છે. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે :

**"કુલ્લુ ઉમ્મતી મુઆફા ઈલ્લલ મુજાહિરીન."**
[મારી પૂરી ઉમ્મત માફીને પાત્ર છે, પરંતુ ઉઘાડેછોગ ગુનાહ કરવાવાળા માફીને પાત્ર નથી.]

આ માત્ર દીનધર્મની જ વાત નથી, દુન્યવી હુકૂમતોના કાનૂનમાં પણ ખુલ્લેઆમ બગાવત કરનારાઓને કદાપિ માફ કરાતા નથી. વળી, બગાવત યા વિદ્રોહીની સજા પણ શું છે? મૌત.

(૨) બેપર્દગીનો ગુનાહ માત્ર કરવાવાળા સુધી જ મર્યાદિત રહેતો નથી અને માત્ર બેપરદા અવરત જ તેનાથી પ્રભાવિત થતી નથી, બલકે તેના કારણે બેહયાઈ અને બદકારી ફેલાય છે, આખી કૌમ તેના દુન્યવી વબાલ અને ઉખ્રવી અઝાબની લપેટમાં આવી જાય છે. આ ગુનાહના પરિણામે જાતજાતના ફિત્ના–ફસાદ, અહિંયા સુધી કે ખૂનામરકીની ઘટનાઓ પણ બનતી હોવાનું સામાન્ય રીતે અનુભવાયું છે.

હવે જે સ્ત્રીઓ પરદો કરતી નથી, તેમણે વિચારવું જોઈએ કે તેઓ શા કારણે પરદો કરતી નથી? શું દુનિયાની બે મિનિટની મોજમજા અને નફસાની ખ્વાહિશાત યા

મનેચ્છાઓએ તેમને રોકી રાખી છે ? તેમણે વિચાર કરવો જોઈએ કે દુનિયાની ઝિંદગી બહુ થોડી છે અને આખિરતની ઝિંદગી સદાસર્વદા રહેવાવાળી છે. બેપરદા રહેવાને કારણે તેઓ પોતાની દુન્યવી ઝિંદગી પણ કડવીઝેર કરી રહી છે અને આખિરતનો અઝાબ પણ પોતાના શિરે વહોરી રહી છે. મૃત્યુ પછી આ ગુનાહની સજામાં જહન્નમમાં જવું પડશે. આપણી આ હાલત છે કે દુનિયામાં જો કોઈ અંગારો હાથમાં મૂકી દેવામાં આવે તો ઘડીવાર પણ સહન કરી શકતાં નથી તો આખિરતનો ભયાનક અઝાબ અને જહન્નમની આગમાં સળગવું કેવી રીતે સહન કરી શકીશું ? જો આ ખ્યાલ આવે છે કે બાપ નારાઝ થઈ જશે, પતિ નારાઝ થઈ જશે, સગાં–સંબંધીઓ બુરું માનશે તો વિચારવું જોઈએ કે શું અલ્લાહ તઆલાને ત્યાં આ કારણ સ્વીકાર્ય રહેશે ? શું આ કહી દેવાથી અલ્લાહ તઆલા માફ ફરમાવી દેશે કે મારો ફલાણો–ફલાણો સગો નારાઝ થતો હતો, ફલાણાની મુહબ્બતમાં, ફલાણાની શેહશરમમાં, ફલાણાના ભયે મેં પરદો કર્યો ન હતો ? હાલાંકે અલ્લાહ તઆલાનો તો અટલ કાનૂન આ છે કે :

**લા તાઅ–ત લિમખ્લૂકિન્ ફી મઅ્સિયતિલ ખાલિક**

[અલ્લાહ તઆલાની નાફરમાનીના કામમાં કોઈની પણ પેરવી અને આજ્ઞાપાલન જાઈઝ નથી.]

મતલબ કે જો કોઈ માણસ અલ્લાહ તઆલાના હુકમની નાફરમાની કરવાનું કહે તો તેની વાત માનવી જાઈઝ નથી, તેને ફગાવી દેવી જોઈએ. વિચારવું જોઈએ કે શું આપણી જગ્યાએ કિયામતના દિવસે તે લોકો અઝાબ ઝીલી લેશે, જેમને ખૂશ કરવા માટે આપણે અલ્લાહ તઆલાના હુકમનો અનાદર કર્યો હતો અને અલ્લાહ તઆલાથી બગાવત કરી હતી ? અલ્લાહ તઆલાએ કુર્આને મજીદમાં સાફ સાફ ફરમાવી દીધું છે કે :

> ''(અઝાબની સખ્તી તે સમયે માલૂમ પડી જશે) જ્યારે તેમણે જેમની તાબેદારી કરી હતી તેઓ પોતાના માનવાવાળાઓથી તદ્દન બેઝાર થઈ જશે અને સૌ અઝાબને જોઈ લેશે અને તેમના આપસનાં સંબંધો તૂટી જશે અને તેમના માનવાવાળાઓ કહેશેકે જો અમને ફરી એકવાર દુનિયામાં પાછા જવાની તક મળત તો અમે પણ તેમનાથી એવી જ રીતે સાવ બેઝારી વ્યક્ત કરત, જેવી રીતે તેઓ અમારાથી બેઝાર થઈ ગયા છે. આ જ રીતે અલ્લાહ તઆલા તેમને તેમના કૃત્યો પસ્તાવો અપાવવા માટે દેખાડશે અને તેઓ જહન્નમની આગમાંથી કદાપિ નીકળી શકશે નહિ.'' (સૂરએ બકરહ : ૧૬૬/૧૬૭)

આ આયત પર ચિંતન–મનન કરવાથી સ્પષ્ટ થશે કે જે લોકોના અનુકરણમાં આજે અલ્લાહ તઆલાના હુકમોનો અનાદર કરવામાં આવે છે, જેમને રાજી અને ખૂશ રાખવા માટે અલ્લાહ તઆલાની નાફરમાની કરવામાં આવે છે, અવશ્યપણે એક દિવસ

એવો આવનારો છે, જ્યારે આ અનુયાયીઓ અને અનુકરણ કરાવનારાઓના આપસનાં સંબંધો તૂટી જશે, તેઓ એકબીજાના દુશ્મન બની જશે. ત્યાં નાના અને તાબેદાર લોકો એવું કહેશે કે મોટા લોકોને કારણે અમે પરદો કર્યો ન હતો અને મોટા લોકો એવું કહેશે કે અમારો તેમના પર કશો હુકમ ચાલતો ન હતો, અમે તો કેવળ ગુનાહની દાવત જ આપતા હતા, ગુનાહ તો તેઓ પોતે જ કરી રહ્યા હતા, અમે તેમની પાસે બળજબરીથી તો ગુનાહ કરાવ્યા ન હતા! તે સમયે આ માનવાવાળાઓ પર કેવી કેવી વિવશતા અને અસહાયતા છવાઈ જશે. તેમને કેટલો પસ્તાવો અને રંજગમ થશે કે જેમના કારણે અમે આ બધો અઝાબ વહોરી લીધો, તેઓ પણ અમને જ ગુનેહગાર ઠરાવી રહ્યા છે ? આ તો મનુષ્યોની વાત છે. કિયામતના દિવસે તો શયતાન સુદ્ધાં આ કહી દેશે કે :

> ''અને જ્યારે (કિયામતના દિવસે) દરેક બાબતનો ફેંસલો થઈ જશે તો શયતાન કહેશે : બેશક, અલ્લાહ તઆલાએ તમને સાચો વાયદો કર્યો હતો અને મેં (પણ) તમને વાયદા કર્યા હતા, પરંતુ મેં પોતાના વાયદાઓનો ભંગ કર્યો અને મને તમારા પર કોઈ સત્તા પ્રાપ્ત ન હતી, પરંતુ મેં તો ફકત એટલું જ કર્યું હતું કે તમને (બુરાઈ તરફ) બોલાવ્યા અને તમે મારી વાત માની લીધી, જેથી હવે તમે મને દોષ આપો નહિ, પણ પોતાની જાતને જ દોષ આપો. અહિંયા હું તમારો મદદગાર થઈ શકતો નથી અને ન તો તમે મારા મદદગાર થઈ શકો છો. આ પહેલાં તમે જે મને અલ્લાહ તઆલાનો શરીક યા સહભાગી ઠરાવ્યો હતો, તેનો હું ઈનકાર કરું છું. બેશક, એવા ઝાલિમો માટે પીડાદાયક અઝાબ છે.'' (સૂરએ ઈબ્રાહીમ : ૨૨)

ઉપરોક્ત આયતથી ફલિત થયું કે કિયામતના દિવસે કોઈ, કોઈને સાથ–સહકાર આપશે નહિ. દરેક ઈન્સાન પોતાના આમાલનો પોતે જ જવાબદાર રહેશે. શયતાન પણ પોતાના મિત્રોને પરખાવી દેશે કે મને તમારા પર કોઈ સત્તા પ્રાપ્ત ન હતી, મારો તમારા પર કોઈ હુકમ ચાલતો ન હતો. હું તો માત્ર બુરાઈ અને ગુમરાહીનો પ્રચાર જ કરતો હતો. તમે પોતાના અધિકારથી મારી વાત માની લીધી અને પોતાના અધિકારથી જ ખરાબ કૃત્યો કર્યા. આ કારણે હવે તમે મને દોષ ન આપો. હું તમને દોઝખથી છોડાવી શકતો નથી, ન તો તમે મને છોડાવી શકો છો. તમે મને જે અલ્લાહ તઆલા સાથે શરીક કર્યો હતો અન અલ્લાહ તઆલાના હુકમના મુકાબલામાં મારો હુકમ માનતા હતા, હું તેનાથી તદ્દન બેઝાર છું. દુનિયામાં તમે મારી સાથે હતા, હવે આખિરતમાં પણ મારી સાથે રહો. આપણે સૌ ભેગા જ દોઝખમાં જઈશું અને ભેગા જ ત્યાં રહીશું !

ખુદાના વાસ્તે જરા વિચારો, શું અલ્લાહ તઆલાની રઝામંદી અને પ્રસન્નતા મેળવવી છે યા માત્ર અમુક રિશ્તેદારોને ખૂશ કરવા છે ? ખુદાની કસમ, જે માણસ અલ્લાહ તઆલા માટે દુનિયાના સંબંધો છોડી આપે છે, તેને દુનિયામાં જ જન્નત મળી જાય છે.

જેણે અલ્લાહ તઆલા ખાતર પોતાના મુખ્ય વતન–આખિરત–ના અઝાબથી બચવા માટે દુનિયાવાળાઓને છોડી દીધાં અને એમનાથી મુખ ફેરવી લીધું તો તે કામિયાબ થઈ ગયો. અલ્લાહ તઆલા આવા માણસને એવી ખૂશી અને એવી લઝ્ઝતથી નવાઝે છે કે દુનિયાભરની લઝ્ઝતો એની સામે ગૌણ છે :

સારા જહાં નારાઝ હો, પરવા ન ચાહિએ
મદ્દે નઝર તો મર્ઝી–એ–જાનાનાં ચાહિએ
બસ ઈસ નઝરસે દેખકર તૂ કર યહ ફેસલા
કયા કયા તૂ કરના ચાહિએ, કયા કયા ન ચાહિએ

અલ્લાહ તઆલાથી દુઆ છે કે તે આપણને ઉચ્ચ હિંમત અતા ફરમાવે, આપણને સંપૂર્ણ ઈમાન અર્પણ કરે, કુર્આને કરીમ પર અડગ વિશ્વાસ અને યકીન અતા ફરમાવે અને પોતાના હુકમો પર અમલ કરવાની તવફીક અતા ફરમાવે.

વ સલ્લલ્લાહુ તબાર–ક વ તઆલા અલા ખયૂરિ ખલ્કિહી સય્યિદિના વ મવલાના મુહમ્મદિંવ્ વ સહ્બિહી વ સલ્લ–મ તસ્લીમન્ કષીરન્ કષીરા.

૩–૭–૧૯૯૦ (ડૉકટર) મુહમ્મદ ઈસ્માઈલ મેમણ (સા.)

અનુવાદક :
૧–૪–૧૯૯૬ હસન ભડકોદ્રવી

**✻ સમાપ્ત ✻**